અનુક્રમ



* આ મથાળું શ્રી. મેઘાણીએ એમના મૃત્યુ અગાઉ કરેલું તે જ રાખ્યું છે.

'ઊર્મિ'માં 'જીવનપથ'ના 'સંસ્મરણો'ની લેખાવલિ પ્રગટ કરવાનું નક્કી થયું, ત્યારે એક ક્ષણભર એમાં રહેલી ધૃષ્ટતાનો વિચાર આવ્યો. સિદ્ધસેન દિવાકરનું પેલું પ્રસિદ્ધ વચન, 'निर्लज्जः को न पण्डितः ।' આ ધૃષ્ટતાનો ઉપહાસ કરતું નજર સામે તરી આવ્યું અને એડમન્ડ ગોસે પોતાની આત્મકથા આલેખતાં એક સુંદર વાક્ય લખ્યું છે એ પણ યાદ આવ્યું. વય વધતાંની સાથે માણસ, પોતાનાં સંસ્મરણોની પરિમનસૃષ્ટિ ધીમે ધીમે ગુમાવતો જાય છે, એટલે એ પરિમનસૃષ્ટિને કાંઈક પણ સાહિત્યસ્વરૂપ જેવું આપવાનો, એને થોડો પણ અધિકાર હોય તો, એની તાજગી હોય ત્યાં જ, એ વાત એણે ઉપાડી લેવી જોઈએ.—" While he is unbiased by the sensibility of advancing years " આટલું છતાં સ્વ. શ્રી મેઘાણી, મારી એક માંદગી દરમ્યાન અચાનક આવી ચડ્યા ન હોત—અને મારી પાસે એ વખતે પડેલી અનેક નોંધપોથીઓ વગેરેનો નિર્દેશ કરીને, સંસ્મરણોની માળા ઉપાડવાનું પ્રોત્સાહન આપ્યું

ન હોત, તો કદાચ આ વસ્તુનું પ્રાગટ્ય હજી ઘણું વહેલું અટકાવવાની મનોવૃત્તિ ચાલુ રહેત. આવી કેટલીક નોંધપોથીઓ, એ માંદગી દરમ્યાન આરામ લેવા માટે વાંચી જવાની તક મળી અને સંસ્મરણોની જાગી ઊઠેલી આખી માનસસૃષ્ટિ અને અંદરથી આવેલો છાનો અવાજ—'હમણાં અથવા કદાચ કોઈ દિવસ નહિ—' એ સઘળી ઘટનાઓએ, 'જીવનપંથ'નું તાત્કાલિક નિર્માણ કર્યું: અને આ 'આત્મકથા' તો નહિ, પણ આપ કથા કહી શકાય એવી, સંસ્મરણોની સૃષ્ટિનું આલેખન કરવાની હિમ્મત કરી.

પરંતુ માણસની પાસે વિશ્વાસપાત્ર ગણી શકાય એવી એની કેટલીક હકીકતો હોય છતાં, સાહિત્યનો આ પ્રકાર ઘણો જ અટપટો અને વિકટ ગણાય છે. એમાં જેટલો ભય અતિશયોક્તિનો છે એટલો જ ભય હીનોક્તિનો પણ છે. ગોસના શબ્દો ટાંકીએ તો 'Perhaps an even more common fault in such autobiographies is that they are sentimental, and are falsified by self admiration and self pity' આ પ્રકારમાંથી માણસ જેટલો બચી શકે એટલું એનું મૂલ્યાંકન વધારે. છતાં જ્યાં દિગ્ગજો પણ જતાં ડરે એવું આ ક્ષેત્ર છે. અને માણસ પોતે પોતાની રીતે સત્યની ધખનામાં ઘણો નક્કર હોય ત્યારે પણ, એ અસત્યના દોષઆરોપણમાંથી બચી શકે એવું ન બને તો, એણે એ વિશે લેશ પણ ગ્લાનિ ધરવી ન જોઈએ, કારણ કે સ્વાભાવિક રીતે જ દૃષ્ટિબિન્દુ ભિન્ન ભિન્ન રહેવાનો જ

છે; અને કલાની પેઠે સત્ય એ પણ વ્યક્તિનો મનોગત પદાર્થ છે કે કોઇ ત્રિકાલાબાધિત નિશ્ચિત વસ્તુ છે એનો એકમતી નિર્ણય હજી સુધી તો થઈ શક્યો નથી. ગીલ્બર્ટ મરેએ આનું એક સુંદર ઉદાહરણ આપ્યું છે. ઉદ્યાનમાં સુંદર પુષ્પ ખીલ્યું છે. સમય, સ્થિતિ, વાતાવરણ, સ્થાન—સઘળાં પુષ્પના સૌન્દર્યમાં વધારો કરે તેવાં છે. પણ એ પુષ્પને જોનાર જ કોઈ ન હોય તો? એ પુષ્પ સુંદર કહેવાય કે ન કહેવાય? કહેવાય તો કહેનાર કોણ? અને જો ન કહેવાય તો એનો અર્થ એટલો જ થયો કે સૌન્દર્ય વ્યક્તિ વિના અપૂર્ણ ગણાવું જોઈએ. અને જ્યાં વ્યક્તિનો એ મનોગત પદાર્થ બન્યો કે વ્યક્તિનાં મર્યાદાશક્તિ એ એનાં પોતાના મર્યાદાશક્તિ બન્યાં.

આપણી સમકાલીન વિચારચર્ચા લઈએ તો જણાશે કે વીર કવિ નર્મદ ચાર આનાના પૈઆદૂધ ઉપર દિવસો વિતાવતો. એ વસ્તુને એક જીવનચરિત્રકારે નર્મદના વીરત્વની પરિસીમા માની છે; અને ગૂજરાતની કંગાલ ઉપેક્ષાવૃત્તિને દોષ દીધો છે; તો બીજા જીવનચરિત્રકારે એમાં ગૂજરાતનો દોષ ન જોતાં કવિ નર્મદની મનોવૃત્તિના અસમાધાનકારી ખૂણાઓનો દોષ કાઢ્યો છે. ખરી રીતે આ બન્ને દૃષ્ટિબિંદુઓ સાચાં છે અને બન્ને દૃષ્ટિબિંદુઓ ખોટાં પણ છે. તમે કઈ ભૂમિકાથી એને જુઓ છો એ ભૂમિકા ઉપર જ બધો આધાર છે. કેન્ટ જેવો કોઈ ફિલસૂફ એને 'Idealism' 'Realism'નો જ ભેદ ગણી કાઢે. એટલે 'જીવનપથ'નો પણ જેટલો બને તેટલો સત્યાન્વેષી સ્વાંગ છતાં રેખાંકિત થયેલા પ્રસંગો, પાત્રો અને પ્રકીર્ણ વિચારો,

એ પોતાની મનોગત ભૂમિકાના દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે. એ સાચાં છે, ખોટાં છે, એ કાંઈ જ નથી, અને વળી એ કાંઈક છે પણ ખરાં.

આ જીવનપ્રવાસી રેખાંકનમાં અનિવાર્યપણે 'હું'-કાર વાપરવો પડે છે; પરંતુ એ 'હું'-કારમાં હુંકાર, જો જાણી જોઈને કોઈ ખાખાખોળા કરીને ગોતી નહિ કાઢે, તો ગોત્યો તો મળવો મુશ્કેલ થઈ પડે, એટલો સભાન કહેવાય તો સભાન, પણ લેખકનો માનવપ્રયત્ન તો જરૂર રહે જ, પોતાની જાતને મહત્ત્વ ન આપવાનો તેમ જ એવી લઘુતા પણ, ખોટી રીતે વિનયી બનીને પ્રગટ ન કરવાનો. ખોટો વિનય એ હુંકારના કરતાં પણ મોટો હુંકાર છે, એ પણ ધ્યાનમાં લેવા જેવી વાત છે. બાકી તો વિસ્યમ હેન્રી હડસને કહ્યું છે તેમ સર્જકનું કામ સૌન્દર્ય છુપાવવાનું છે અને વિવેચકનું કામ એ સૌન્દર્ય ફરીને પ્રગટ કરવાનું છે. અને સૌન્દર્ય એ સત્યથી જુદી વસ્તુ નથી. સાહિત્યના તમામ જુદાજુદા પ્રકારોમાં જીવનરંગી આ પ્રકાર, એકીસાથે અને એક જ સમયે, સર્જકની અને વિવેચકની એવી બે ભિન્નભિન્ન પ્રકારની શક્તિઓનો વધુમાં વધુ સમન્વય અને સંયમ માગે છે. એટલે જેમ જીવનચરિત્રો તેમ જીવનકથાઓ સોએ સો ટચનું શુદ્ધ કુન્દન આપે એ પ્રસંગ ઘણો જ વિરલ ગણાય છે. છતાં એનું સાચું મૂલ્યાંકન તો રહે છે જ. સમકાલીન ઐતિહાસિક, સાહિત્યિક, સામાજિક ભૂમિકાઓને સમજવામાં મદદરૂપ બનવાનું કે સત્યપ્રસંગો આપીને કોઈક અંશે વિવેચકને, તો કેટલેક અંશે પોતાની જાતને વધુ સ્પષ્ટ કરવાનું.

કવિ નર્મદનું પોતાનું સાહિત્ય સમજવામાં એની ' મારી હકીકત' સુંદર ભૂમિકા આપે છે; તો સમકાલીન સામાજિક સ્થિતિ ઉપર પણ સારો પ્રકાશ નાખે છે. નારાયણ હેમચંદ્રનું ' હું પોતે, ' મણિલાલ નભુભાઈની ' આત્મકથા, ' નરસિંહરાવનું ' સ્મરણમુકુર, ' મુનશીજીનું ' અડધે રસ્તે, ' બ. ક. ઠાકોરનું ' પંચોતેરમે, ' મેઘાણીની સાહિત્યસ્મરણાંજલિ જેવી ' પરકમ્મા, ' હમણાં પ્રગટ થવા માંડેલી શ્રી. રમણલાલ દેસાઈની 'સંસ્મરણો'ની લેખમાળા, શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટની 'ધાતરકાયા' કે કાકા કાલેલકરની ' સ્મરણયાત્રા ' એમના જેવી તાજી ખુશ્બો વાંચનારને આમાંથી ન મળે તો એણે આ પ્રયોગને નભાવી લેવાનો રહ્યો. આમાં વિવિધતા રજૂ કરવા માટે જોઈતી સામાજિક ભૂમિકા—સમકાલીન યશોકાય વ્યક્તિઓનો સંપર્ક—મારા જેવા કાઠિયાવાડના એક ખૂણામાં પડેલા અબુધ તથા વર્ગહીન માણસ પાસે ન જ હોય, એ એની મોટામાં મોટી ખામી—રસહાનિ કરાવે એ સંભવિત ખરું; છતાં પણ વસ્તુ તદ્દન નિરુપયોગી નહિ નીવડે એવા વિશ્વાસથી વહાણ હંકાર્યું છે. માણસને જ્યારે એમ લાગે છે કે એનામાં પણ કોઈક રસ લેનારું છે, ત્યારે એની આંતરસૃષ્ટિની પ્રફુલ્લતા ઓર ખીલી ઊઠે છે. અને કલ્પનાની મનોભૂમિમાં રાચનારા લેખકની તો આ એક જ મહામૂલ્યવાન સમૃદ્ધિ ગણી શકાય. મને એક પ્રસંગ સાંભરે છે. પણું કરીને શ્રી મેઘાણી પોતાની તબિયતને અંગે થોડો વખત આબુનિવાસ કરવા માટે નીકળેલા; અમદાવાદ જેવા ખખાલિયા સ્ટેશનમાં એમના સરસામાનની ચિંતા તો હતી

એ પોતાની મનોગત ભૂમિકાના દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે. એ સાચાં છે, ખોટાં છે, એ કાંઈ જ નથી, અને વળી એ કાંઈક છે પણ ખરાં.

આ જીવનપ્રવાસી રેખાંકનમાં અનિવાર્યપણે 'હું'–કાર વાપરવો પડે છે; પરંતુ એ 'હું'–કારમાં હુંકાર, જો જાણી જોઈને કોઈ ખાંખાંખોળાં કરીને ગોતી નહિ કાઢે, તો ગોત્યો તો મળવો મુશ્કેલ થઈ પડે. એટલો સભાન કહેવાય તો સભાન, પણ લેખકનો માનવપ્રયત્ન તો જરૂર છે જ, પોતાની જાતને મહત્ત્વ ન આપવાનો તેમ જ એની લઘુતા પણ, ખોટી રીતે વિનયી બનીને પ્રગટ ન કરવાનો. ખોટો વિનય એ હુંકારના કરતાં પણ મોટો હુંકાર છે, એ પણ ધ્યાનમાં લેવા જેવી વાત છે. બાકી તો વિલ્યમ હેન્રી હડસને કહ્યું છે તેમ સર્જકનું કામ સૌન્દર્ય છુપાવવાનું છે અને વિવેચકનું કામ એ સૌન્દર્ય ફરીને પ્રગટ કરવાનું છે. અને સૌન્દર્ય એ સત્યથી જુદી વસ્તુ નથી. સાહિત્યના તમામ જુદાજુદા પ્રકારોમાં જીવનરંગી આ પ્રકાર, એકીસાથે અને એક જ સમયે, સર્જકની અને વિવેચકની એવી બે ભિન્નભિન્ન પ્રકારની શક્તિઓનો વધુમાં વધુ સમન્વય અને સંયમ માગે છે. એટલે જેમ જીવનચરિત્રો તેમ જીવનકથાઓ સોએ સો ટચનું શુદ્ધ કુન્દન આપે એ પ્રસંગ ઘણો જ વિરલ ગણાય છે. છતાં એનું સાચું મૂલ્યાંકન તો રહે છે જ. સમકાલીન ઐતિહાસિક, સાહિત્યિક, સામાજિક ભૂમિકાઓને સમજવામાં મદદરૂપ બનવાનું કે સત્યપ્રસંગો આપીને કાંઈક અંશે વિવેચકને, તો કેટલેક અંશે પોતાની જાતને વધુ સ્પષ્ટ કરવાનું.

ણુંજલિ આપતી એમાં એક પ્રકારની ઓર મીઠાશ છે. એ પયે આજે ફરીને રસળતા રસળતાં—કેટલા બધા પ્રસંગો અને કેટલી બધી વ્યક્તિઓનો દુખભર્યો સુખદ મેળાપ થશે એ સાંભરે છે ત્યારે તો, આજ દિવસ સુધી એ મેળાપને ઠેલી રાખવા માટે થોડીક અંતરગ્લાનિ પણ થાય છે; એટલા માટે કે, કદાચ, આટલે લાંમે ગાળે હવે એમાંથી કોઈને કોઈ રહી જાશે.

પેલો લંગડો, ભૂતાવળની આખી સૃષ્ટિ રજૂ કરતો રજપૂત, એની સામે વાતમાં તાલ પુરાવતી ખાંટની વિધવા બાઈ સોમલ, પેલી તોતીડોશી, બકાલી નરસૈં લુવાણો, સુમરા, પીંજારા, ખાંટ, કોળી, રાવળિયા, મીર, કારડિયા રજપૂત, ભરવાડ, મેકિસમ ગોર્કીએ પોતાની જીવનસંસ્મરણાંજલિમા જે પડોશીઓમા પોતે વસ્યો હતો એમને સંભાર્યા છે, એવા આ હમેશનું લાવીને હમેશ ખાઈ જનારા, નીચલામાં નીચલા થરના મારા પાડોશીઓમાંથી, અનેક તો આજ દિવસ સુધી સાથે ચાલ્યા આવ્યા છે. છતાં લાગે છે કે કોઈ ને કોઈ તો નજર ચૂકવીને રામરામ કર્યા વિના જ કોણ જાણે કયે ખૂણે છુપાઈ ગયા હશે કે એમને શોધતાં હવે તો ભોં ભારે પડશે.

પણ આજ હવે જ્યારે સંસ્મરણોની દુનિયા જાગી ઊઠી છે ત્યારે મને લાગે છે કે ધૃષ્ટતા મનાય તો ધૃષ્ટતા, અભિમાન ગણાય તો અભિમાન, વિનિપાત કહેવાય તો વિનિપાત, ગપ્પાં સમજાય તો ગપ્પાં, પણ એક વખત તો મારુ સનાળું અંતર પ્રગટ કરી દઉં ! હું, વધુમાં વધુ કાવડિયાં છનુનો પગાર લાવનાર, માત્ર બાર વર્ષનો, ગુજરાતી

જ, અને સાથે હું હતો કે જેને સ્ટેશનમાં કોઈ ઓળખે નહિ અને સ્ટેશનમાં જે કોઈને ઓળખે નહિ; દિવસો પણ હજી લડાઈપ્રસંગના, એટલે એમના સરસામાનને આણુ સુધી પહોંચાડી દેવાની વેતરણ કરવી એ પણ મુશ્કેલીનો જ પ્રસંગ મણાય. એ મુશ્કેલીમાંથી રસ્તો શોધવા માટે અમે બન્નેએ ઑફિસમાં પ્રવેશ કર્યો અને મેઘાણીનું નામ આવતાં જ, આ શુષ્ક યાંત્રિક ઑફિસના સામાન્ય કલાર્ક જેવા માણસે પણ, ગુજરાતી સાહિત્યમાં પોતાનો રસ પ્રગટ કરીને અમને બન્નેને છુટકારાનો દમ લેતા કરી મૂકેલા. ત્યારે જ લાગેલું કે, કહો ન કહો, પણ આપણા જેવા નાના માણસોની નાની સૃષ્ટિમાં પણ રસ લેનારા કોઈ ને કોઈ નાના માણસો કોઈ ને કોઈ ખૂણે વસે છે ખરા. અલબત્ત આવા પ્રસંગો અનિવાર્ય રીતે Subjective —આપવડી જેવા ગણાય, એ એની મર્યાદા ધ્યાનબહાર નથી, પણ અહીં તો આ પ્રયોગના ઉદ્‌ગમની થોડી ઝાંખી કરાવવા પૂરતો જ ઉલ્લેખ કર્યો છે.

આ સઘળી મર્યાદાઓની વચ્ચે પણ આનંદોર્મિની એક ઝાંખી રેખા દર્શન દે છે. માણસ, પોતાના સંસ્મરણોનો પોતે જ સ્રષ્ટા અને પોતે જ ભોક્તા પણ છે. કોઈ રસ ન લે તોપણ, પોતાનાં સંસ્મરણોમાં માણસનું જીવન-કાવ્ય વસી રહ્યું છે. 'સ્વપ્નો જેવા ભૂતકાળના દિવસો' –'એપ્રલ્મ' નાટકમાં આવતું આ વાક્ય, હજી મારે માટે તો એની એ મધુરતા રાખી રહ્યું છે. વિદ્યાર્થીઅવસ્થા જ્યાં માણેલી, ત્યાંનાં હર્ષ, શોક, સુખ, દુઃખ, ગ્લાનિ અને ભય આજ પણ ફરી ફરીને અનુભવાય છે, એવાં બનાવોને સંસ્મર-

ણાંજલિ આપવી એમાં એક પ્રકારની ઓર મીઠાશ છે. એ પંથે આજે ફરીને રસળતાં રસળતાં—કેટલા બધા પ્રસંગો અને કેટલી બધી વ્યક્તિઓનો દુઃખભર્યો સુખદ મેળાપ થશે એ સાંભરે છે ત્યારે તો, આજ દિવસ સુધી એ મેળાપને ઠેલી રાખવા માટે થોડીક અંતરગ્લાનિ પણ થાય છે; એટલા માટે કે, કદાચ, આટલે લાંબે ગાળે હવે એમાંથી કોઈ ને કોઈ રહી જાશે.

પેલો લંગડો, ભૂતાવળની આખી સૃષ્ટિ રજૂ કરતો રજપૂત, એની સામે વાતમાં તાલ પુરાવતી ખાંટની વિધવા બાઈ સોમલ, પેલી તોતીડોશી, બકાલી નરસૈં લુવાણો, સુમરા, પીંજારા, ખાંટ, કોળી, રાવળિયા, મીર, કારડિયા રજપૂત, ભરવાડ, મેક્સિમ ગોર્કીએ પોતાની જીવનસંસ્મરણાંજલિમાં જે પડોશીઓમાં પોતે વસ્યો હતો એમને સંભાર્યાં છે, એવા આ હમેશનું લાવીને હમેશ ખાઈ જનારા, નીચલામાં નીચલા થરના મારા પાડોશીઓમાંથી, અનેક તો આજ દિવસ સુધી સાથે ચાલ્યા આવ્યા છે. છતાં લાગે છે કે કોઈ ને કોઈ તો નજર ચૂકવીને રામરામ કર્યા વિના જ કોણ જાણે કયે ખૂણે છુપાઈ ગયા હશે કે એમને ગોધતાં હવે તો ભો ભારે પડશે.

પણ આજ હવે જ્યારે સંસ્મરણોની દુનિયા જાગી ઊઠી છે ત્યારે મને લાગે છે કે ધૃષ્ટતા મનાય તો ધૃષ્ટતા, અભિમાન ગણાય તો અભિમાન, વિનિપાત કહેવાય તો વિનિપાત, ગપ્પાં સમજાય તો ગપ્પાં, પણ એક વખત તો મારું સઘળું અંતર પ્રગટ કરી દઉં! હું, વધુમાં વધુ કાવડિયાં જૂનો પગાર લાવનાર, માત્ર બાર વર્ષનો, ગુજરાતી

સાતમી પાસ કરી આંકમીમાં ભણતો, વીરપુરની તાલુકા-સ્કૂલનો, તે વખતનો 'પ્યુપિલ ટીચર', તે વખતનો સંસ્મરણો જ્યારે આલેખતાં છે ત્યારે, આજની આ સ્થિતિની એવી તે શી તમન્ના મારે જગવવાની હોય કે ફરી શિશુ બનવાનો આવો મહા આનંદ, માંડમાંડ કલ્પનાની મનઃસૃષ્ટિ વડે મળી ગયો છે, તે જતો કરું ? એટલે હું તો orthodox—જુનવાણી ગણાઉં તો જુનવાણી—જે ગણાઉં તે—મારી મારી તમામ આંતરસૃષ્ટિ પ્રગટ કરી દેવી છે; પછી ભલેને એમાં કોઈ ન માને એવો ચૂડેલનો નજરોનજર રાસડા રમતી જોવાનો પ્રસંગ આવે કે પેલા વીરપુરની ભગાવાકોના ભૂવાને કંકુ કાઢતો દેખાડવામાં આવે ! એ આંતરસૃષ્ટિને પોતાની સચ્ચાઈ હોય એટલે થયું; એમાં 'હિપ્નોટીઝમ'નો અધકચરો અભ્યાસ પણ આવે; રાયપુર પખાલીની પોળમાં રહેતા એક સ્ટેશન માસ્તર મણિલાલના 'મેસ્મેરીઝમ'ના પ્રયોગો પણ આવે; નૃસિંહપ્રસાદ—નાનાભાઈ ભટ્ટ—શ્રીમથુરામ શર્માના આશ્રમમાં, સ્વપ્નમાં ગોપીભાવ પામ્યા હતા એ આખો રમૂજી પ્રસંગ—'બ્રહ્મનાદ' નામે માસિકમાં પ્રગટ થયેલો એ પણ આવે; અને એમ ને એમ એ 'જીવનપંથ' ઈ. સ. ૧૯૨૨–૨૩ની સાલમાં જ્યારે મેં અમદાવાદમાં પહેલવહેલો પગ મૂક્યો ત્યાં સુધી આવીને અટકી પડે; જીવનપંથના આ પ્રથમભાગની આટલી કલ્પનિક રેખા–મર્યાદા અત્યારે આંકી રાખી છે. એથી આગળનો પંથ–તદ્દન સમકાલીન છે એ એક કારણ, અને એમાં આવતાં પાત્રો ને પ્રસંગો હજી નજર સમક્ષ છે એ બીજું કારણ, એટલે એ હમણાં ન આલેખતાં અવિચ્છ-

ના કોઈ દિવસ માટે રાખી મૂકવો પડશે. પણ કાલમર્યાદા પ્રમાણે ગણુતાં જીવનનાં પતનનાં તમામ વર્ષો અત્યારે આંકેલી રેખામાં આવી જાય છે. કોઈક બહેને એક વખત પ્રશ્ન કર્યો હતો અને એમની કટાક્ષી શૈલીમાં રમૂજ પણ કરી હતી, કે સર ચિનુભાઈના બંગલામાં બેઠાં બેઠાં ગરીબોની સૃષ્ટિ વિશે લખનારા વાર્તાનવેશો આપણે ત્યાં ક્યાં નથી? મારી રંકકૃતિઓમાં રસ લેનારા અનેકોએ આજ દિવસ સુધી જુદીજુદી રીતે એમાં રસ લીધો છે. 'કૂતરાં પાળું છું કે નહિ?' એવા પ્રશ્નથી માંડીને મે અમુક વાર્તા કેવા પ્રસંગમાં લખી છે ત્યાં સુધીના અંગત કહી શકાય એવા પ્રશ્નો પણ પુછાયા છે. સૌમાંથી નવાણુંને આજ દિવસ સુધી પ્રત્યુત્તર આપ્યા નથી. અલબત એથી એક હવાઈ ખ્યાલ ફેલાયો જણાય છે કે અતડાપણું અને ગર્વિષ્ટના એ બન્ને મહાન દોષો, ગૂજરાતના તમામ લેખકોના ભાડાના ઘરમાંથી ગાંસડાપોટલા સીખે એમનાં 'રેશનકાર્ડ' લઈને મારે ત્યાં આવીને વસ્યા છે!

પણ ખરી વસ્તુ તદ્દન જુદી જ છે. મેં જો આ છેલ્લાં વર્ષોમાં પ્રસ્તાવનાઓ લખવાનું કામ કર્યું હોત તો એ એટલું મહાભારત કામ હોત કે એમની આડે મારી પુસ્તકો લખવાની તમામ મહેનત બગી જાત અને વળી મારી કીર્તિસુવાસ ફેલાત; પરંતુ દરેક લેખકને પોતાની અમુક ખાસિયત છે, જેને આપણે મિજાજ કહીએ [ સારા અર્થમાં ] એ હોય છે. મિજાજની પણ ઋતુઓ આવે જાય છે. અને જેને ઋતુઋતુના પાક લેવાની તલ્લીનતા લોહીમાં વહેતી થઈ ગઈ હોય એટલે કે કામ કરવાની

એવી જ ટેવ જેને કાવી ગઈ હોય, એને કદાચ હાથ ઉપર એક કામ હોય, ત્યારે બીજું કામ હૈયે ચડે જ નહિ, અને ચડે તો એમાં એનો મીઠો સંવાદી સરોદ જાગે જ નહિ! એ તો કામ કરવાની ફાવટનો અંગત અનુભવનો વિષય કહી શકાય; એટલે એવી અનેક વસ્તુઓની ગૂંચ પણ આ 'જી વ ન પં થ ' ને રસ્તે ઉકેલાતી જશે એ કાંઈ જેવો તેવો લાભ નથી.

અત્યારે જ જ્યારે માલંકીયુગની આખી ભૂતાવળ મારી આસપાસ ફરી રહી છે, ત્યારે આ ગોકુલથી છ ગાઉ દૂર આવેલા, વીરપુરના સીમાડાઓ, નદીઓ, વોંકળાઓ, પાણીની પાટો, ડુંગરાઓ, ટેકરાઓ, અનેક પાત્રો અને પ્રસગોને જાગ્રત કરવાનું કામ મેં આરંભ્યું છે એ તો એક અનોખા ભૂમિમાં પ્રવેશ કરવાના હેતુથી. અને એક રીતે એ બન્નેનો પંથ સમાન જેવો છે. કારણ કે સીઝર, સિકંદર, જયસિંહ સિદ્ધરાજ, વનરાજ, પૃથ્વીરાજ, શિવાજી, પ્રતાપ, હાનિબાલ, નેપોલિયન, એકીલીઝ, હેકટર, એલેકઝાંડર, બાજીરાવ, બાપારાવળ, શાર્લમન, ફ્રેડરિક, નર્મગદ્યની ઈ. સ. ૧૮૯૯ ની છઠ્ઠી આવૃત્તિના પહેલા પૃષ્ઠથી માંડીને પાંચસોત્રીસ પૃષ્ઠ સુધીના અનેક વખત થયેલા વાચને—આ ઈતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓને મારી શિશુકલ્પનામાં એક એવું તો વિચિત્ર અને અનોખા પ્રકારનું સ્થાન તે વખતે અપાવ્યું હતું, કે આજ દિવસ સુધી હજી એ ચોપડો તો અણુકોસ્યો જ રહ્યો છે. વીરપુરના રેવાશંકર મહારાજ પાસેથી દોઢ રૂપિયામાં ખરીદેલું એ 'નર્મગદ્ય' આજ પણ મારી પાસે છે. એના

માલિક તરીકે, મારું જે નામ મે એના ઉપર લખ્યુ છે તે 'મણિરાય વિ ગોવર્ધનરામ જોષી ' જેઠ શુક્લ ૪, વીરપુર' એમ છે. આ નર્મગદ્ય અને એક ત્રણુ આનામા પ્રસિદ્ધ થયેલુ અને પાનકોર નાકાના હરગોવનદાસ દ્વારકાદાસ બુકસેલરે પ્રગટ કરેલુ 'વૃદ્ધ ચાણુક્ય' એ બે પુસ્તકોએ એટલો તો જીવન્ત-રસ, એ વયમા પણુ મને આપેલો જણાય છે કે ચિત્તશાસ્ત્રના થોડાઘણા અભ્યાસ પછી પણુ હજી એનુ ખરુ કારણુ તો કોયડારૂપે જ રહ્યુ છે. 'નર્મગદ્ય' મારી પાસે છે પણુ 'વૃદ્ધ ચાણક્ય ' કોઈ ચોરી ગયુ છે ! એ નર્મગદ્યના પૃષ્ઠો ફેરવતા એમાંથી જર્મનીનો ફ્રેડરિક, ફ્રાન્સનો લૂઈ ૧૪મો ૧૫મો, મેવાડની મુખતેસર હકીકત અને ગેબ્રિરિયા બેબિલોનની ઇતિહાસ-નોંધો ખાસ આકર્ષણુથી વાંચેલી જણાય છે.

## [૨] નર્મદના વારાએ સિંચેલું શિશુહૃદય

૧. પૂણ જે અણઉકેલ્યા કોયડાની વાત કરી તે કોયડો સો—આજ પણ જે 'સ્લેટ' ક્યાંક સાચવીને મૂકી રાખેલી છે, તે 'સ્લેટ' ઉપર છે. એ મનોવિશ્લેષણ હજી પણ પૂરેપૂરું સમજણમાં આવી શક્યું નથી, કે એ શી રીતે થતું કે શા માટે થતું કે કઈ પરિસ્થિતિમાંથી એનો જન્મ શક્ય હતો. એ 'સ્લેટ' ઉપરનો કોયડો આ પ્રમાણે છેઃ એ 'સ્લેટ' ઉપર ભારતવર્ષના નકશા જેવી રેખાઓ દોરીને પછી એમાં હિંદુસ્તાનના તમામ પરાક્રમી રાજાઓને એકીસાથે, જાણે રંગભૂમિ ઉપર મૂક્યા હોય, અને તેમની વચ્ચે સંધિ, વિગ્રહ, વાટાઘાટો, સૈન્યરચના અને સામ્રાજ્યસ્થાપનાના પ્રશ્નો ઊભા થતા હોય તેમ, એ પાટીને ખોળ ઉપર મૂકીને, એ નકશામાં પેન ફેરવતાં ફેરવતાં હું, ક્યારેક તો બાર વાગે જાગીને બેસી જતો, તે ઠેઠ સાંજે ૭ સાડા ૭ સુધી, એ 'મનમાં પરણવું ને મનમાં રાંડવું' એવું કાલ્પનિક સૃષ્ટિનું કામ ચલાવ્યા જ કરતો! એમાં જયસિંહ સિદ્ધરાજ, પૃથ્વીરાજ સામે જતો, પૃથ્વીરાજ

ને શિવાજી વળી ભેગા થતા, પૃથ્વીરાજ, શિવાજી, પ્રતાપ, સિદ્ધરાજ, બાજીરાવ, અકબર, અશોક સૌ યૂરપ ઉપર સવારી લઈ જતા, ગજની સામે ભીમદેવ આખાવળી માજતો અને એની મદદે બાજીરાવ જઈ ચડતો, ક્યારેક કોઈ મહાભારતનો યોદ્ધો પણ એમાં આવી પડતો. ને એમ ને એમ એ મનશ્ચક્ર ચાલ્યા જ કરતું. ક્યારેક ક્યારેક તો સાંભરે છે કે, પંદર પંદર દિવસ એવી સતત રાજરમત ચાલ્યા જ કરે ! સંભવિત છે કે નર્મદના રાજ્યરંગમાંથી આ કલ્પના જાગી ઊઠી હોય આવી રીતે અનેક વીર-પુરુષોની એકીસાથે પૃથ્વીમાં પરિષદ ભરવાનું કવિ ન્હાનાલાલની 'વિશ્વગીતા'માં છે. આવી સ્થિતિ હોય ત્યારે આ પાત્રો હરહમેશ મારી સાથે ફર્યા કરતાં ને હું એમની સાથે ફર્યા કરતો ! ગ્રાનતંતુની આ ક્રિયા કામ કરી રહી હોય, ત્યારે બીજુ કોઈ કામ આવી પડે, તો ઉશ્કેરાઈ જવાનો મારો તે વખતનો સ્વભાવ આજ પણ નિર્બળતા-રૂપે હજી રહી ગયો છે. અને એમાંથી ઘણી વખત ગેર-સમજણ પણ ઉત્પન્ન થાય છે. આ નબળાઈ આરામાં ન હોય-એમ ઘણી વખત લાગી આવે છે ! પણ માણસ પોતાની પ્રકૃતિનો ગુલામ છે ને સ્વામી. તો એ ઘણા ઘણા પ્રયત્ને થઈ શકે છે. આ પાત્રો વિષે મારા મનમાં પાછો પક્ષપાત હતો. પૃથ્વીરાજનો પરાજય સહન થતો જ નહિ. મહાભારતના અર્જુન કરતાં કર્ણ મને વધારે પ્રિય—અને એ જ મારો ભેરુ ! પરશુરામને તો હું રામચંદ્રની સામે પણ હારવા દઉં નહિ ને ! અને યૂરપના એકચક્રી સ્વામી નરકેસરી નેપોલિયન સામે . થવા . માટે તો ભારત-

વર્ષના ઇતિહાસમાંથી ગુપ્તવંશી સમુદ્રગુપ્તને મારે સજીવન કરીને એ સદીમાં મૂકવો પડતો ! કોઈ કોઈ વખત પરશુરામનો સ્વાંગ તો હું પોતે જ ધારી લેતો; અને બીજો તો કોણ સામો જોદ્ધો યુદ્ધ કરવા આવવાનો હતો, પણ વાડામાં ઊગેલા આકડાને કે તલઆવળિયાને લાકડી લઈ ને કે તીર લઈ ને ઝૂડયા કરતો, અને એમને 'આકડા-રાજ' ને 'તલઆવળિયારાજ' એમ મનમાં ગણતો. એવી ઘેલી ક્રિયામાં જે રસાનંદ અનુભવાતો તે પાછળથી પુસ્તકિયા લખાણમાં રૂપાંતર પામ્યો હશે! પુસ્તક લખવું એ એક પ્રકારની ઘેલી ક્રિયા તો છે જ, જો કે ઘણા એને ડાહી માને છે !

પરશુરામ વિષેના મારા આ પક્ષપાતનું જે થોડુંઘણું મનોવિશ્લેષણ હું કરી શકું છું, તે આ પ્રમાણે છે: હું જાતિએ બ્રાહ્મણ બ્રાહ્મણત્વનું અભિમાન એ સ્વભાવમાં રહેલું સ્થાયી તત્ત્વ. શિશુઅવસ્થા એટલે વીરની પૂજા કરવાનો સ્વાભાવિક રસ; નર્મદના વાચને આ કલ્પનાને ઉત્તેજન આપ્યું હોય; અને એક કૌટુમ્બિક પરિસ્થિતિ, મારાં માતાપિતાના કલહ વખતે હું હમેશાં માતાની પડખે ઊભો રહેતો— એ પરિસ્થિતિ પણ, આમાં બીજાંકુર રૂપે કામ કરતી હોય. પરંતુ એ જે હોય તે—પરશુરામ, વિશ્વામિત્ર, નેપોલિયન, એ સઘળા જ મારા હીરો હતા અને એમનો હું હીરો હતો. અને સાંભરે છે કે નેપોલિયનનો પરાજય થાય છે એ વિભાગ હું વાંચી જ શકતો નહિ એવી જ રીતે મરાઠાના ત્રીજા વિગ્રહમાં આનંદરાવ પવાર, સદાશિવરાવ ભાઉ,

જંકોજી સિંધિયા કે વિશ્વાસરાવ—એમને રણભૂમિમાં પડેલા વાંચીને જે ઉદાસી વ્યાપી જતી—એ બીજું તો શું કરે! સાંજની મારી વાળુની ખીચડીનો સ્વાદ બગાડી જાય! આ ઘેલછાને દૂર કરવાનો મેં પ્રયત્ન કર્યો નથી એમ નથી, પણ એને દૂર કરવા જતાં એ બમણા વેગથી મારી પાછળ ધસે છે! આવી ઘેલછામાંથી હજી હું નવરો થઈ શક્યો નથી, એ તો એક પછી એક આવતી સોલંકીઓની ભૂતાવળ જ બતાવી દે છે!

પરંતુ તે સમેની આ આખી મનઃસૃષ્ટિ ક્યારે અને શી રીતે સરી ગઈ અને એમાં બીજી સૃષ્ટિ શી રીતે આવી ચડી—એ સઘળી અટપટી મનોભૂમિનો ખ્યાલ યોગ્ય સ્થાને અપાતો રહેશે. આંહીં અત્યારે તો આટલું વિષયાંતર કર્યું છે, તે એટલું જણાવવા માટે જ કે, આ વીરપુરુષોની પેઠે જ એમનાં જીવનચરિત્રો આપનાર કવિ નર્મદનું આકર્ષણ પણ મને શિશુવયથી જ થયેલું. આજ જે 'નર્મગદ્ય'ને મેં સાચવી રાખ્યું છે, એના ઉપર પાણકોરાનું પૂંઠું છે. એ પાણકોરું કાંતેલું મારી માનું છે. એક રૂપિયાનું બાવીસ શેર સૂતર કાંતવાનો એ જમાનો. મારાં મા દિવસ રાત જ્યારે નવરાં પડે ત્યારે પોતાનો રેંટિયો ચલાવે અને એમના ખોળામાં માથું મૂકીને પડેલો હું, માથે ઓઢીને સૂતો સૂતો, કવિ નર્મદની સાથે, એણે રચેલી આ ઇતિહાસસૃષ્ટિમાં ફરવા નીકળી પડું! નર્મદ સાથે થયેલી પ્રીતિ એ ત્યારની. આજે તો એ કવિને કનૈયાલાલ મુનશીએ ઘણી ઘણી રીતે પ્રસિદ્ધિ અપાવી છે—છતાં મને તો હજી પણ લાગે છે કે એનું એક જીવનચરિત્ર મારી ઉપર ઋણની પેઠે લટક્યા

વર્ષના ઇતિહાસમાંથી ગુપ્તવંશી સમુદ્રગુપ્તને મારે સજીવન કરીને એ સદીમાં મૂકવો પડતો ! કોઈ કોઈ વખત પરશુરામનો સ્વાંગ તો હું પોતે જ ધારી લેતો; અને બીજો તો કોણ સામો જોદ્ધો યુદ્ધ કરવા આવવાનો હતો, પણ વાડામાં ઊગેલા આકડાને કે તલઆવળિયાને લાકડી લઈને કે તીર લઈને ગૂંડ્યા કરતો; અને એમને 'આકડારાજ' ને 'તલઆવળિયારોગ' એમ મનમાં ગણતો. એવી ઘેલી ક્રિયામાં જે રસાનંદ અનુભવાતો તે પાછળથી પુસ્તકિયા લખાણમાં રૂપાંતર પામ્યો હશે! પુસ્તક લખવું એ એક પ્રકારની ઘેલી ક્રિયા તો છે જ, જો કે ઘણા એને ડાહી માને છે !

પરશુરામ વિષેના મારા આ પક્ષપાતનું જે થોડુંઘણું મનોવિશ્લેષણ હું કરી શકું છું, તે આ પ્રમાણે છે: હું જાતિએ બ્રાહ્મણ બ્રાહ્મણત્વનું અભિમાન એ સ્વભાવમાં રહેલું સ્થાયી તત્ત્વ. શિશુઅવસ્થા એટલે વીરની પૂજા કરવાનો સ્વાભાવિક રસ; નર્મદના વાચને આ કલ્પનાને ઉત્તેજન આપ્યું હોય; અને એક કૌટુમ્બિક પરિસ્થિતિ, મારા માતાપિતાના કલહ વખતે હું હમેશાં માતાની પાસે ઊભો રહેતો–એ પરિસ્થિતિ પણ, આમાં બીજાંકુર રૂપે કામ કરતી હોય. પરંતુ એ જે હોય તે—પરશુરામ, વિશ્વામિત્ર, નેપોલિયન, એ સઘળા જ મારા દોસ્તો હતા અને એમનો હું દોસ્ત હતો. મને સાંભરે છે કે નેપોલિયનનો પરાજય થાય છે એ વિભાગ હું વાંચી જ શકતો નહિ એવી જ રીતે મરાઠાના ત્રીજા વિગ્રહમાં આનંદરાવ પવાર, સદાશિવરાવ ભાઉ,

## [ ૪ ] કેરાળા ગાયકવાડનું; ત્યાંનું ભાભા કુટુંબ

આંહીં કહેલું વીરપુર ગામ એ મારું જન્મસ્થાન. પરંતુ વીરપુરની પહેલાં જે સ્થળનાં સંભારણાં સચવાઈ રહ્યાં છે, વાર્તાલાપ દ્વારા, તે કેરાળા—બગસરા ભાયાણી પાસેનું, ગાયકવાડી રાજનું એક ગામડું, એ અમારું મૂળ રહેઠાણ હતું શ્રી. મેઘાણી મૂળ આ બગસરાના.

એ કેરાળામાં એક કુટુંબ રહેતું—ભાભા કુટુંબ એ ભાભા કુટુંબ, નામે જ ઓળખાતું ગામના પટેલનું ગોરપદું એમને હતું. એટલે આખા ગામમાં એ કુટુંબની એક પ્રકારની અનોખી પ્રતિષ્ઠા હતી. એ જમાનાની વિચારસરણી પ્રમાણે ભાભાકુટુંબનો બે વરસનો ઘોડિયામાં હીંચકતો છોકરો હોય, તો પણ એ ભાભો જ કહેવાતો; ને ભરજવાનની વહુવારુ, ભલે આધેડ હોય પણ આ બે વરસના
1 છોકરાની મર્યાદા કરતી. ખાસ કરીને કેરાળા ગામનો વેકરો મને યાદ રહી ગયો છે. જો કે હું ત્યાં ઘણી મોટી ઉમ્મરે ગયો હતો, પણ કેરાળા અને કેરાળાની લગોલગ આવેલ ચારણની પીપળી—એ બન્ને ગામડાં વિષે એક પ્રકારનો

જ કરે છે! જાણે મને કહેતું હોય કે અલ્યા! એક વખત તો આવ, આપણે મળીએ!

પણ અહીં આ બધી વાત આડકથા રૂપે થઈ ગઈ. કાલક્રમ પ્રમાણે એ જ્યારે આવશે ત્યારે એનો વધારે સ્પષ્ટ ખ્યાલ પ્રગટ થશે.

આ એકલી ઐતિહાસિક સૃષ્ટિ જ મારી આસપાસ ફર્યા કરતી હોત તો મને લાગે છે મારું શરીર કાંઈક તો જાડું થાત! પણ એક બીજી સૃષ્ટિ પણ સાથે સાથે કામ કરી રહી હતી. મીલ્ટન મરે પોતાની જીવનકથા 'Between Two Worlds'માં એક વાક્ય આપે છે તે પ્રમાણે, "But this dream world had little to do with the day dreaming of which I was often guilty"—એક અનોખી જેવી જાગ્રત સુષુપ્ત અવસ્થા પણ આવતી જતી રહેતી. અને તે હતી કવિતાની સૃષ્ટિ! જેવી રીતે નાનાં છોકરાં ધિસોડાંના વેલાનાં કુંભારણાંની ખીકીનો રસ લીધા વિના રહી શકતાં નથી, તેમ ભાગ્યે જ કોઈ પણ લેખક પોતાની એક અવસ્થામાં તો, કવિતા કર્યા વિના રહી શકતો હશે! મેં પણ અનેક કવિતાઓ લખવાનો અપરાધ કર્યો છે. અને અનેક લખીને ફાડી નાખવાના દોષ પણ કર્યા છે. એ કવિતાસૃષ્ટિ પણ ક્યારે સરી ગઈ તે આજે સંભારવું પડે તેમ છે.

પણ 'જીવનપંથ'નો પ્રવાસ જેમ જેમ આગળ વધશે તેમ તેમ યથાસ્થાને અને યથાસમયે આ વસ્તુઓનો નિર્દેશ આવી જશે.

## [ ૩ ] કેરાળા ગાયકવાડનું; ત્યાંનું ભાભા કુટુંબ

આંહીં કહેલું વીરપુર ગામ એ મારું જન્મસ્થાન. પરંતુ વીરપુરની પહેલાં જે સ્થળનાં સંસ્મરણો સચવાઈ રહ્યાં છે, વાર્તાલાપ દ્વારા, તે કેરાળા—બગસરા ભાયાણી પાસેનું, ગાયકવાડી રાજનું એક ગામડું, એ અમારું મૂળ રહેઠાણ હતું. શ્રી. મેઘાણી મૂળ આ બગસરાના.

એ કેરાળામાં એક કુટુંબ રહેતું—ભાભા કુટુંબ. એ ભાભા કુટુંબ, નામે જ ઓળખાતું. ગામના પટેલનું ગોરપદું એમને ત્યાં. એટલે આખા ગામમાં એ કુટુંબની એક પ્રકારની અનોખી પ્રતિષ્ઠા હતી. એ જમાનાની વિચારસરણી પ્રમાણે ભાભાકુટુંબનો બે વરસનો ઘોડિયામાં હીંચકતો છોકરો હોય, તો પણ એ ભાભો જ કહેવાતો: ને જજમાનેની વહુવારુ, ભલે આધેડ હોય પણ આ બે વરસના છોકરાની મર્યાદા કરતી. ખાસ કરીને કેરાળા ગામનો વેકરો મને યાદ રહી ગયો છે. જો કે હું ત્યાં ઘણી મોટી ઉમ્મરે ગયો હતો, પણ કેરાળા અને કેરાળાની લગોલગ આવેલ ચારણની પીપળી—એ બન્ને ગામડાં વિષે એક પ્રકારનો

મનમોહક પક્ષપાત રહી જાય એવો સુંદર એ વેકરાનો પટ છે. ગામડામાંથી હવે તો મર્દાનગીની રમતોએ વિદાય લેવા માંડી છે. બાકી મર્દાનગીની રમતો માટે એ પટ ઘણું જ આકર્ષણ આપે તેવો હતો. એ કુટુંબના બે વડીલો રતનજી ભાભા અને જીવરામ ભાભા—તે જમાનાનું અસલી રૂપ પ્રગટ કરતા આજ પણ મનોમય આંખની સામે નજરે તરી આવે છે.

જીવરામ બાપા અને રતનજી બાપા કેરાળા છોડીને વીરપુરમાં આવ્યા એ સઘળો ઇતિહાસ તો કેવળ વડીલો સાથેની વાતચીતમાંથી જ મેં સંઘરી લીધેલો છે.

મારા પિતા, જીવરામબાપાની એક વાત કહેતા, તે તે જમાનાનું સાચું રૂપ પ્રગટ કરે છે. એ જમાનો એટલે ગાયકવાડ સરકાર ખંડેરાવ મહારાજનો જમાનો. તે સમે કાઠિયાવાડના માનસમાં બે વ્યક્તિઓ માટે અદ્વિતીય માન હતું. એક વડોદરાના મહારાજ ખંડેરાવ ગાયકવાડ. બીજા જામનગરના જામ વિભાજી—'જામ વિભો.' ત્રીજું કોઈ એમની સાથે ભામ પડાવે તો તે જસદણના આલા ખાચર.

ગાયકવાડ ખંડેરાવ વિષે મારા પિતા ઘણી વાતો કહેતા. મહારાજ ખંડેરાવ ગાયકવાડે એક વખત એવી આજ્ઞા કરેલી કે ગાયકવાડનાં તમામ ગામડાંમાં જે કોઈ બ્રાહ્મણ કુટુંબ હોય તે સૌને ઘરદીઠ રૂપિયા દસ દાન આપવું! આખા રાજને માટે આ હુકમ કર્યાનું મારા પિતાએ કહેલું એમ મને યાદ છે. આ હુકમનું પાલન પણ થયેલું અને એ પ્રમાણે દાન અપાયેલું. મહારાજને મલ્લકુસ્તીનો એટલો શોખ કે કોઈ પણ જુવાનડો શરીર

સંપત્તિ બતાવે તો મહારાજ ઘેલા ઘેલા. એવા એક કેરાળાના જુવાનને મહારાજે નવાજી નાખ્યાની વાત પણ થાતી હતી. લોકકલ્પના પોતપોતાની કિંવદંતી ગોઠવી કાઢે છે, એટલે એમાં કેટલું સાચું ને કેટલું ખોટું એ ભગવાન જાણે. પણ કેરાળાના કોઈ કુટુંબને અધિકારીઓને હાથે અન્યાય થયેલો એ સાચું. એનો એક જુવાનો વડોદરા પહોંચી ગયો એ પણ સાચું. મહારાજ ખંડેરાવને મળવાના તો ઘણા પ્રયત્નો કર્યા, પણ એ સફળ થયા નહિ. છેવટે કોઈ વ્યાયામપ્રયોગમાં એણે બતાવેલી વીરતાથી મહારાજનો ભેટો થયો ને એને ન્યાય મળ્યો

એવી જ વાતો ઝમ વિભા વિષે પણ ચાલતી. એક રબારી અલકમલકની વાતો કરતો. એ નાડાવા આમ પણ જાય, ને તેમ પણ જાય ! એણે વિભા જામને નજરોનજર નિહાળેલા. લોકકલ્પનાને ચમત્કાર વિના તો કોઈ વાતમાં રસ આવે નહિ. ડંડેપહોરે બેઠા હોઈએ ત્યારે એ હાંકતો: 'મારા સમ–ભાઈ ! મેં નજરોનજર નિહાળેલું ને ! વિભા જામની માનતા હાલે. સવાલાખ કોરીનું દન ઊગ્યે દાન કરે, પછી તો એ મોંમાં દાતણ લ્યે. એવો કોઈ સતજુગી મહા-પવિતર જીવ ! ઊઠતાંવેંત વિભા જામને ઘોડો તૈયાર જોઈએ. ઘોડા ઉપર ખડિયો માંડ્યો હોય. ખડિયો કોરીથી તો ફાટફાટ થાતો હોય. પછી એ સવારી ઊપડે. રસ્તે જે મળે, સાધુ-સંત, બાવા, બ્રાહ્મણ, ભગતભિખારી, માગણ, મીર, ફકીર, તમામને મૂઠી ભરીને કોરી આપતા જાય.* કોરીઓ ખૂટે

* આંહી એક અત્યંત સુંદર જર્મન નવલિકા યાદ આવે છે. એક જર્મન કાઉંટને એવી ટેવ હતી કે પોતે ઘોડેસવારી

સારે ઘોડો પાછો કરે, અને ત્યાર પછી તો જનમ વિજો એમાં દાતણ નાખે! આવા સતની આરાધના! પછી એની માનતા નો હાલે?'

એમટના નરકેસરી નેપોલિયનમાં વાંચેલું કે નેપોલિયન

કરતો સવારમાં નીકળે, ત્યારે રસ્તામાં વૃદ્ધ અપંગ અશક્ત જે કોઇ મળે, તેને સિક્કો આપતો જાય! એની એવી નામના થઇ ગયેલી. એટલે એને ફરવાને રસ્તે અપંગ વૃદ્ધ અશક્તનાં ટોળાં પણ જામે. એક વખત એવું બન્યું કે કાઉંટ તો આ સૌને સિક્કા આપતો, પોતાને માર્ગે ચાલ્યો જતો હતો, પણ કોઈ દિવસ નહિ ને આજે, એણે અચાનક પાછા ફરીને જોયું તો એક લંગડો ભિખારી, જેને એણે લંગડો માનીને સિક્કો આપેલો, તે ઝડપથી દોડી રહેલો એની નજરે પડ્યો! કાંઇ ન હોય તેમ કાઉંટે તો દૃષ્ટિ પાછી ફેરવી લીધી. પણ પેલા ભિખારીએ અકસ્માત્ કાઉન્ટની દૃષ્ટિને નીરખી હતી અને તે સ્તબ્ધ થઈ ગયો! એક ક્ષણ તો એ એમ ઊભો રહ્યો, પણ પછી પોતાના તમામ બળથી કાઉંટને પકડી પાડવા માટે એની પાછળ એ દોડ્યો! શ્વાસ માય નહિ ને એણે કાઉંટને પકડી પાડ્યો. આશ્ચર્યમાંથી મુક્ત થાય તે પહેલાં કાઉન્ટે એના માર્ગમાં આડે ઊભેલા ભિખારીને જોયો. ભિખારી ગદ્‌ગદ્ કંઠે બોલી રહ્યો હતો: 'મારા દાતા! મેં તમને છેતરેલ છે. પણ હું દોડતો આવ્યો છું એક યાચના કરવા માટે. મારી આ અમાનુષી છેતરપિંડીથી તમારા હૃદયને આઘાત લાગે ને સેંકડો અપંગો પોતાનો આશ્રય ગુમાવી બેસે, એ બીકથી હું દોડતો આવ્યો છું! મારે એક જ પ્રાર્થના કરવાની છે તમારા હૃદયમાંનું દયાનું ઝરણું મારી આ ઠગબાજીને પરિણામે, સુકાવા દેતા નહિ! મારી આટલી આ છેલ્લી પ્રાર્થના સ્વીકારો!'

કાઉંટે સ્મિત સાથે એને રજા આપી. પણ પછી એ લંગડો કોઇ દિવસ ત્યાં દેખાયો નહિ!

કયે રસ્તે ગયો છે તે જાણવા માટે, ઘોડાગાડીમાં બેઠાં બેઠાં ચાલતી ગાડીએ નેપોલિયને જે કામ ઉકેલ્યાં હોય, ને નકામાં કાગળિયાં ફેંકી દીધા હોય એ નીરખવાની પેરીસવાસીઓને ટેવ હતી! કદાચ જામ વિભાને માર્ગે એ પ્રમાણે લોકો વેરાયેલી કોરીઓ જોતા હશે. જામ વિભા વિષેની તમામ વાતોને ભેગી કરી લેવામાં આવે તો એમાંથી તે જમાનાનો એક રસમય અને આપણા ગુણદોષોનું હૂબહૂ વર્ણન કરતો અર્ધઇતિહાસ મળી આવે! આ સ્વારી હાંકતો તે પ્રમાણે, જામ વિભાની માનતા હાલે. કોઈ બાઇને આડું આવ્યું હોય તો જામ વિભો સાંભરતો એને ધરવા માટે નાળિયેર આવતું, જામ માથું નમાવતો, નાળિયેર ધરાતું. ને સત એવું કે નાળિયેરના તરત બે ફાડાં થઇ જતાં!

લોકઅભિરુચિને અસામાન્ય ચમત્કાર વિના કોઈ વ્યક્તિનું મહત્ત્વ સમજાતું નથી એનું આ એક ઉદાહરણ છે.

અને આપણા આ જમાનામાં પણ, કરોળિયાની જાળમાં ગાંધીજીનું નામ ગુંથાયાની લોકકલ્પનાને, પોતાના સ્વાર્થ માટે ઉત્તેજન આપનારા રાજદ્વારી પુરુષો ક્યાં પડ્યા નથી કે આ અજ્ઞાનનો આપણે દખધોખો કરીએ?

ખંગેરાવ મહારાજનો એ જમાનો—એટલે કાઠિયાવાડમાં હજી અક્ષરજ્ઞાનના પણ ગણેશ માંડેલા નહિ. કોઈ માણસ કાનામાત્રવાળા અક્ષરો લખે તોપણ એની ગણના 'વેદ-વાન' માં થાય. સાધારણ રીતે બોડિયા અક્ષરથી જ વ્યવહાર ચાલતો. મારા દાદાની નામાપોથીમાં એવા બોડિયા અક્ષર જ મળે છે. પણ મારા પિતાએ એ જમાનામાં ત્રણ ચોપડીનું જ્ઞાન મેળવેલું, અને બોડિયા અક્ષરને

દેશવટો આપેલો. એટલી મૂડી ઉપર તો આખા ગામમાં એ 'વેદવાન' ગણાતા અને 'ભાભા'ના વેદવાન છોકરા લેખે એમને પ્રતિષ્ઠા મળતી!

એક વખત કોઈ ગાયકવાડી અમલદાર કેરાળામાં આવેલો. એમને મારા પિતાનો આટલો અક્ષરપરિચય અને સશક્ત શરીર ગમી ગયાં. એણે મારા પિતાને અને કાકાને કહ્યું: 'છોકરાવ! આવી જાવ નોકરીમાં. જમાદારી હમણાં આપું, અને વહેલેમોડે ફોજદાર થઈ જાશો!'

પણ એ જમાનો નોકરીને તુચ્છ માનનારો હતો. એટલે દાદા—બાપાબાપાની સલાહ પૂછી. જેમણે જીવનભર દરરોજ સવારમાં ભગવાન ચંદ્રમૌલીશ્વરને જલઅભિષેક કરવામાં બ્રાહ્મણત્વની અવધિ નીરખી હતી, એમને આ વાત ભયંકર વિનિપાત સમી લાગી. કેરાળાની પાસે જ ચારણની પીપળી નામે નાનકડું ગામડું છે. કેરાળા ગાયકવાડનું પણ ચારણની પીપળી એ જૂનાગઢનું. આ પીપળીમાં ચારણ દરબાર. મારા બાપા—પિતાથી મોટાભાઈ—મૂળજીબાપા, આ ચારણ દરબાર પાસે કારભારું કરતા. કારભારામાં બીજું તો શું! ગાયકવાડી કેરાળા ગામ સાથે, પીપળીના ચારણને, સીમાડાની હમેશની તકરાર રહેતી.—એટલે બન્ને ગામડાના સ્વયંનિર્મિત મોટેરાઓ વારંવાર ભેગા થાતા. અને એમાં એ જમાનાના ઠાઠમાઠ પ્રમાણે, લાકડી, તલવાર, ભાલા, કુહાડા દેખા દેતા. એ વખતે પીપળી અને કેરાળાની વચ્ચેનો એ નાનકડો પ્રશ્ન, રશિયા અને પોલાંડની પૃથ્વી જેવો જ મહત્ત્વનો થઈ પડતો. અને એમાં તો નાક જવાની ને જણ ખોવાની મધ્યકાલીન રજપૂતવટ આવતી!

મૂળજીબાપાને કામદાર લેખે રણભૂમિ ઉપર હાજર રહેવું પડતું. જનડાબાપાએ મોટા છોકરાનો આ વિનિપાત દુઃખભરેલા હૃદયે નીરખ્યો હતો, ત્યાં તો નાનો પણ એ પંથે પળવાની વાત કરવા લાગ્યો, એ એમનાથી સહન થયું નહિ. એમણે ઊકળતા દિલે કહ્યું: ' અલ્યા છોકરાવ ! તમને આ સપાઈડા થાવાનું કોણે સુઝાડ્યું ? બ્રાહ્મણનો છોકરો હાથમાં બંધૂકડી લેશે ત્યારે તો ધરતી રસાતાળ જશે ! આપણે એ સપાઈવિદ્યા કરવા નથી. આપણો ધરમ બ્રાહ્મણનો, સવારના પહોરમાં આ કેરાળાનો વેકરો ભલો ને શંકરડાનું મંદિર ભલું ! બે લોટા પાણી ત્યાં રેડી આવો, એટલે દી આખો ભયો ભયો ! આપણે એ જમાદારું કે ફોજદારું જોતું નથી ! '

જીવરામબાપાની આ વાત એ જમાનાની આબેહૂબ માનસ છબી બતાવે છે. પણ જીવરામ બાપાનો જમાનો બદલી રહ્યો છે એ મારા પિતા જાણી ગયા હતા. તેમણે દલીલ કરી:

' પણ બાપા ! આ તો ગાયકવાડ સરકારની નોકરી. એમાંથી કોક દી ફોજદાર થવાશે ! ને ગામ આખું સલામ ભરશે ! ' જીવરામબાપાનો પિત્તો ગયો : ' અલ્યા ! તું ઊઠીને, ભાભા કુટુંબનો છોકરો, આખા ગામની સલામની વાતું કરે છે ? તને ખબર છે, તારી આબરૂ બ્રાહ્મણ લેખે કેટલી વધારે છે ? ભાભા કુટુંબનો છોકરો, ભલેને ઘોડિયામાં એક દોઢ મહિનાનો પડ્યો હોય, એંશી વરસની કણબીની ડોશી એની લાજ મરજાદ કરતી ત્યાંથી નીકળે છે ! અને તને સલામુંનો મોહ થયો ! ગામ આખું તને બે હાથ જોડે છે એ શું ઓછું છે ! સાવરકુંડલા જઈને ભાઈ ! તારું

બ્રાહ્મણનું કર્મકાંડ શીખી આવ. આપણો ઉદ્ધાર બ્રાહ્મણિયાધરમમાં. સપાઈધરમમાં પડવું હોય તો આ ત્રણ તાંતણા તોડી નાખો!'

એ વખતે સાવરકુંડલા બ્રાહ્મણધર્મનો દીપક જળવી રાખનારું મથક ગણાતું. ત્યાં જઈને ભાગવત ભણી લેવાની ઈચ્છાએ, કેરાળામાંથી મારા પિતા—અને એમના કાકાના દીકરાઓ, એમ ચાર છ જુવાનડાઓએ પ્રવાસ કર્યો જણાય છે. પણ યુગનો મહત્ત્વાકાંક્ષી પવન થોડોઘણો તો, કેરાળા જેવા છેક ખૂણે પડેલા સ્થાનને પણ, સ્પર્શી ગયો હતો. એટલે સાવરકુંડલામાં રહીને થોડુંઘણું કર્મકાંડી સંસ્કૃત તો મારા પિતા શીખ્યા, પણ એમને આ બ્રાહ્મણધર્મના સર્વતોમુખી વિજયટંકાર વિષે હવે શંકા પડી ગઈ હતી, એટલે ત્યાંથી પછી એમણે ને દેવકૃષ્ણ કાકાએ જામનગરની વાટ પકડી. છોટી કાશી લેખે જામનગરની એ વખતે પ્રસિદ્ધિ એ આકર્ષણ તો ખરું જ; પણ વિખ્યાત ઝંડુભટ્ટજીના અંતેવાસી બની, વૈદવિદ્યાનો પરિચય મેળવી લેવાની ઇચ્છા વધારે બળવાન હતી. ઘણા જુવાનો એ વખતે કાઠિયાવાડને ખૂણે ખૂણેથી ઝંડુભટ્ટજી તરફ આકર્ષાતા. ભટ્ટજીનું વ્યક્તિત્વ અદ્ભુત મનાતું, ને એ રીતે મારા પિતાએ પણ જામનગરનો પંથ લીધો. ઝંડુભટ્ટજીના અંતેવાસી લેખે એમણે વૈદવિદ્યાનો ઠીક ગણાય એવો પરિચય મેળવ્યો હતો. જ્યારે દેવકૃષ્ણ કાકાએ તો વૈદ વિદ્યાને આજીવન પોતાનો મુખ્ય વ્યવસાય બનાવી મૂક્યો હતો. એ ઝંડુભટ્ટજી વિષે મારા પિતા અનેક વાતો કહેતા. તેમાં એક વાત કહેલી તે આજ પણ

યાદ આવે છે. ભટ્ટજી વિદ્યાર્થીઓને કહેતા કે જ્યાં સુધી શરીરરચનાનો પ્રત્યક્ષ પરિચય ન મળે ત્યાં સુધી વૈદવિદ્યા અપૂર્ણ ગણાય. તે વખતે આજની જેમ માણસના મુડદાં સસ્તાં નહિ હોય અને જમાનો અનુકૂળ નહિ હોય, એટલે ભટ્ટજી પોતાના વૈદકવિદ્યાર્થીઓને, ઢેડ અને ચમાર ઢોર ચીરે ત્યારે ત્યાં હાજર રહીને બધું નિરીક્ષણ કરવાની સૂચના આપતા. ભટ્ટજીની રજવાડામાં ઘણી પ્રતિષ્ઠા હતી ને એમને બેસવા માટે મિયાનો આવતો. જેતપુર દરબાર મુરગવાળા, વીરપુર દરબાર સુરસિંહજી, પોરબંદર રાણા વિક્રમાજિત અને જૂનાગઢના યુવરાજ છોટુમિયાં એ તમામની ઝંડુભટ્ટજી પ્રત્યે શ્રદ્ધા હતી અને સૌ સંકટ સમયે એમને યાદ કરતા. વીરપુર ઠાકોર સુરસિંહજીની દવા કરવા માટે ભટ્ટજી વીરપુર આવેલા તે વખતે મારા પિતા ગુરુભક્તિથી એમની સેવા કરવા માટે ચાર માસ જેટલો સમય તેમની પાસે પણ રહેલા.

વૈદવિદ્યા જીવનભર મારા પિતાની અત્યંત પ્રિય વિદ્યા રહી. પરંતુ, એનો ધંધાદારી ઉપયોગ તો એમણે કોઈ દિવસ કર્યો ન હતો. પણ અનેક કુટુંબોને એમની શક્તિ ઉપર શ્રદ્ધા હતી. અને એમણે અવારનવાર પોતાની એ વિદ્યાનો ઉપયોગ કરી દેખાડ્યો હતો. આજે જે વસ્તુ વૈજ્ઞાનિક રીતે 'વિટામીન' જાળવનારી ગણાય છે તે વસ્તુ આજથી વર્ષો પહેલાં એમણે અમારા ઘરમાં ચાલુ કરી હતી તે આ જામનગરના પ્રવાસને પરિણામે. એમણે મોગરી, મૂળા, મેથી અને પાકાં ટમેટાંને કાચાં ને કાચાં ખાવાની, આજથી લગભગ ચાલીસ પિસ્તાળીસ વર્ષ પહેલાં સૌને સલાહ આપેલી.

એવી જ રીતે, આજે તો હાસ્યાસ્પદ લાગે, પણ તે વખતે તો એ મહાન પરાક્રમ ગણાય એવી બે વસ્તુઓ—લસણ અને ડુંગળી—એમનો ઉપયોગ અમારા ઘરમાં એમણે શરૂ કરાવ્યો હતો. એમના આ નાસ્તિકવાદનો ઉગ્ર સામનો ઘરમાં સૌએ વારંવાર કર્યો હશે, પણ એમણે તો લોકાચાર જળવાય એટલું ધ્યાન રાખીને, આ પદાર્થોનો લાભ ઉઠાવવાની પ્રણાલિકા ચાલુ કરી દીધી હતી. મને બરાબર સાંભરે છે કે આજે હિંદુના ઘર પાસે ઈંડાંનાં ખોખાં પડ્યાં હોય તો જેવું કુતૂહલ લોકોમાં પ્રગટે છે, એવું કુતૂહલ પ્રગટાવવાનું એ વખતે ડુંગળીના ફોતરામાં સામર્થ્ય હતું! અને એને પરિણામે એ ફોતરાંઓને અંધારું પડ્યે જમીનમાં દાટી આવવાનું કામ મને સોંપાતું. એ દાટવાનું કામ દેખાય છે તેટલું સહેલું નથી. ફોતરાં તમામ તોફાની હોય છે અને ડુંગળીનાં ફોતરાં વધારે તોફાની હોય છે! પવન એમનો ભેરુ છે. અને જરા જેટલી ભૂલ કરો તો આ ફોતરાં, આજના જમાનાના વર્તમાનપત્રની ચાર કે પાંચ 'એમ'માં પ્રગટ થયેલી જાહેરાતની પેઠે, તમને જાહેર કરી દે! એટલે એ દાટેલાં ફોતરાંની, બીજે દિવસે સવારમાં જ વહેલો ઊઠીને હું હાજરી લઈ આવતો—કોઈ રડ્યું-ખડ્યું તોફાની વૃત્તિવાળું ફોતરું ઊડતું ઊડતું પાડોશીને ત્યાં પ્રભાતફેરી કરવા પહોંચી જાય તો!

તો તો પછી ગમકા'ણી રહી જાય નાં! ગામ આખું આ અભક્ષ્ય કર્મને માટે ટાલ પાડી નાખે!

ક્યાં એ ડુંગળી-લસણથી ડરનારો જમાનો અને ક્યાં આજનો ઈંડાને અને મત્સ્યને શાકાહારમાં ગણાવનારો આ

જમાનો! પ્રજાજીવનમા ચાલીસપચાસ વર્ષ કેટલો બધો ફેરફાર કરી નાખે છે !

મારા પિતા અને એમના કાકાના દીકરા ભાઈઓ બન્ને સાવરકુંડલા ભણવા ગયા તેમાં બીજું પણ કારણ હતું. એ વખતે સાવરકુંડલામાં પાઠશાળામાં ભણવા જનાર વિદ્યાર્થીને સીધું મળતું. એટલે ભણવાનું કાંઇ ખર્ચ નહિ ને ભાગવત શીખે તો ગામ આખામાં પ્રતિષ્ઠા જામે. પણ પછી, મારા પિતા—અને કાકા દેવકૃષ્ણ—બન્ને જણા સાવરકુંડલાથી ઝંડુભટ્ટજી પાસે જામનગર ગયા. ભટ્ટજી ભારે સ્વમાની અને ઉદારાત્મા પણ હતા. જામ વિભાની પાસે પણ એ હાથ લાંબો ન કરે એટલી એમની પ્રતિજ્ઞા હતી. અને છતાં જો કોઈ દર્દી આવી ચડે, એની દવા—દર્દનું રહસ્ય મેળવી લેવાની ખાતર પણ કરતા. અને એમાં ગરીબ દર્દીને તો પોતાના ખર્ચે નિભાવતા પણ ખરા ! અને વિદ્યાર્થીઓને રાજમાંથી સીધું અપાવતા.

પણ જેવા ઝંડુભટ્ટજી સ્વમાની હતા એવા જ જામ વિભા વિવેકી જાણકાર હતા. ચાર છ મહિને વિશ્વાસપાત્ર સાધનો દ્વારા તપાસ કરાવી લે કે ભટ્ટજી ઉપર કેટલુંક દેવું થયું છે ? અને પછી એક દિવસ એ તમામ દેવું પોતે ભરપાઈ કરાવી દે ! ભટ્ટજી જ્યારે હાથ ઉપર રકમ આવે ને વાણિયા વેપારીને પાછી દેવા જાય, ત્યારે તો એમને ખબર પડે કે દેવું ભરાઈ ગયું છે !

એ જમાનાનું આ એક સુરેખ ચિત્ર છે એને પોતાના ગુણદોષ નથી એમ નથી, પણ યુગના પવન સાથે સુમેળ રાખીને એમાંથી શી રીતે એક નવીન ચિત્રસર્જન કરવું

એ કોયડો એટલો અઘરો હતો અને પરદેશી અત્યંત વિચિત્ર રાજસત્તાની જમાવટને લીધે એવો અટપટો થઈ ગયો હતો કે એમાંનાં તમામ શુભ તત્ત્વો વેડફાઈ ગયાં— અને અશુભ તત્ત્વો જ મોટા રૂપમાં બહાર આવ્યાં.

કદાચ આપણી આજની પ્રજા પાસે એ જ પ્રશ્ન નથી! આપણું જે મૂળધન છે એને કેમ સમજવું અને દુનિયાનું જે પ્રગતિધન છે એને કેમ આંહીં લાવવું!

જામનગરના આ પ્રવાસે પછી હાલાર તરફનું આકર્ષણ થયેલું જણાય છે. એમાં બીજાં પણ કારણ હશે પણ મુખ્ય કારણ તો યજમાનનાં ગામડાં—ઉમરાળી, હડમતાળા, ચરખડી, ઘોળીધાર, ધોરાજી, ગોંડલ, ગોમટા, ફરેણી, રીબડા, કોટડા એક બાજુ પડી જતાં હતાં એ હતું. અને બ્રાહ્મણો પ્રત્યે આજના જેટલી સુધરેલી રાષ્ટ્રીય અસ્પૃશ્યતા હજી અસ્તિત્વમાં આવી ન હતી! એટલે તેમાં જીવનનિર્વાહ ચાલે તેમ હતું!

આ વિષય ઉપર એક નવું દૃષ્ટિબિંદુ રજૂ કરી શકાય. અંગ્રેજ અમલ તો કાલનો હતો; એણે રાજ નાનાફડનવીસ જેવા પાસેથી પડાવ્યું હતું. એને હિંદુસ્તાનનો બ્રાહ્મણ ભયંકર રીતે બુદ્ધિશાળી લાગે એ સ્વાભાવિક હતું. એણે તો આજે રોપ્યો છે તેવો વર્ગવિગ્રહનો રણથંભ રોપાવવાનો યત્ન કર્યો. એણે બીજાઓને કહ્યું કે હિંદનું પતન થયું. કારણ કે બ્રાહ્મણો તમારા ઉપર અધિકાર જમાવીને બેઠા હતા! અને પછી સૌએ એ અર્ધસત્યને પોપટમંત્ર પેઠે પઢ્યે જ રાખ્યું. એની ઐતિહાસિક ભૂમિકા સમજવાની, સામાજિક અધઃપતનનાં વહેણો તપાસવાની, મૂળમાં ઊંડાં ઊતરવાની, અન્વેષણપદ્ધતિ તો મળે નહિ, એટલે એમનું

શીખવ્યું તે સૌએ શીખ્યું કે હિંદના પતનમાં ને પ્રજાકીય વિનિપાતમાં બ્રાહ્મણો જ મુખ્ય કારણરૂપ હતા ! એણે એ જ પ્રમાણે એક વર્ગને બીજા વર્ગ સામે ઉશ્કેરીને ઠસાવ્યું ન હતું કે તમે પાછળ રહ્યા, કારણ કે પેલા દુષ્ટો આગળ વધી ગયા છે !

અંગ્રેજોની રાજનીતિનો આ વિજયડંકો લેખા સેંકડો વર્ષોથી ચાલ્યો આવે છે. અને હજી પણ એની એ રાજનીતિ જ સફળ થતી આવે છે.

પણ એ જમાનામાં બ્રાહ્મણોને હજી ઠીક આજીવિકા યજમાનો આપતા રહેતા, એટલે યજમાનના આ ગામડાં ને સાચવવાં હોય તો કેરાળા એક ખૂણામાં પડી જતું હતું રેલવેનું સાધન નહિ. ખડિયા ખભે ભરાવીને ત્રીસ ત્રીસ માઈલ ચાલવું એ જીવરામબાપાને હવે ભારે પડતું. એમની ઉમર પણ થઈ હતી. શરીર એમનું ભારે પડછંદ, ઊંચું. અને ઘણામાં ઘણો શ્રમ લેવાને કસાયેલું હતું, છતાં હવે એમને જરાક આળોટવાની જરૂરિયાત જણાતી હતી. વળી મોટા છોકરાએ બ્રાહ્મણત્વનું લિલામ કર્યું એ પણ એમના જેવા નિત્ય ભેરખાધારીને ગમ્યું લાગતું નથી

એટલે કેરાળાથી ભાભાકુટુંબના ત્રણ છોકરાઓએ વીરપુરનો પંથ લીધો. એક મારા પિતા, અને બીજા એમના કાકાના દીકરા બે ભાઈઓ. દેવકૃષ્ણકાકા અને દામોદરકાકા.

આ વીરપુર ગામ આજે એટલું પ્રસિદ્ધ નથી, પણ એક વખત લાલા લજપતરાય ને તિલકમહારાજના જમાનામાં, કહેવાય છે કે, અંગ્રેજ સરકારની કાળી કે વાદળી, જે કાંઈ ચોપડી એના રાજકીય ખાતામાં રખાતી હોય, એમાં નામે

ચડવાનું માન, આ ભાગ્યે જ અઢારસો ઓગણીસસો માણસની વસ્તીવાળા વીરપુરને મળ્યું હતું. એના અત્યારના ઠાકોરના પ્રપિતામહ—સુરસિંહજી ઠાકોર—સુરાજી—અનેક રીતે મધ્યયુગના ગુણદોષનું સામર્થ્ય ધરાવતા હતા. તે વખતે પ્રસિદ્ધ થતા 'સત્યવક્તા'ના ગ્રાહકોને ૫૯મી કે પછી ૬૩મી ભેટ લેખે, એ પત્રે ઠાકોર સુરસિંહજીની એક છબી ભેટ આપી હતી. સુરસિંહજી ઠાકોર માથા ઉપર ચકરબની જેવી પાઘડી રાખતા. ઈડરશાહીનો એ સુધારેલો વધારેલો આકાર હતો. ટીપુ સુલતાનની પાઘડીને જો આગળ લેવામાં આવે—ત્રિકોણના બિંદુની જેમ—તો એ આકાર બને. એક હજાર ને એક રાજા બેઠા હોય તો એમાં પણ એ પોતાની ચકરબની પાઘડીથી તરત એકલા તરી આવતા!

ઠાકોર સુરાજીને ત્રીજા વર્ગનો અધિકાર હતો, બાર ગામ હતાં, અને આશરે એકલાખની ઉપજ હતી. પણ ભલભલા રાજાઓમાં ન મળે એ એમનામાં હતું એનો આત્મા પરદેશી શાસન સાથે કોઈ રીતે મેળ લેતો ન હતો. દેખીતી રીતે તો એવડું નાનકડું રાજ, રાજકોટના એક પોલિટિકલ એજંટની ચિઠ્ઠી આવે ત્યાં નરમઘેંશ થઈ જાય—ને ઠાકોર સુરાજી તો પાછા રહ્યા પણ, જરા હાથ છૂટા એટલે નિત્યના દેવાદાર, એટલે બીજું તો શું થઈ શકે? પણ ઠાકોરનામાં—બીજા કોઈનામાં ન મળે એવી ભૂમિપ્રીતિ હતી. અને કેટલાક પ્રકારની સામાજિક ધાર્મિક સુધારણાનો એમને શોખ હતો. સુરસિંહજી ઠાકોર, કહેવાતું કે, જુવાનીમાં તો અસલ રજપૂતી રંગ ધારીને ફરતા. મનદુઃખે ઘોડા

વખત ગામમાં ભાંગવામાં પણ એમનો હાથ હોવાનો શક પડ્યો હતો એમ સંભળાતું ને ઘણું કરીને એ કારણે છ-સાત વર્ષ જેલમાં પણ રહેલા એમ લોકકંઠમાં અર્ધી સાચીખોટી વાત ચાલતી. પણ ભાભાકુટુંબના આ ત્રણ છોકરાએ અહીં રહેવા આવ્યા ત્યારે તો ઠાકોર-સાહેબની પ્રતિષ્ઠા એક રાજવી તરીકે જામી ગઈ હતી. અને ગઈ ગુજરીને કોઈ સંભારનું પણ ન હતું

ઠાકોર સુરસિંહજીને આ ત્રણ નવા આવેલા માણસો-માં કાંઈક વિચિત્રતા લાગી હશે. એમણે તો ગામ વચાળે કે ગામની પાસે, મીનળવાવના દરવાજે કે એવે કોઈ સ્થળે, એમને જમીન આપવાનો આગ્રહ રાખેલો. પણ જીવરામ-બાપાનું તો એક જ મહાન વ્રત હતું. 'બ્રાહ્મણને બંધન નહિ! કોઈની નોકરી નહિ, અને વસ્તીનો વાસ નહિ'

'અમે છેક છેવાડે સારા, બાપુ!' એમણે કહ્યું : 'ખળાવાડ પાસે પડે, બહાર આવવુંજવુ ઠીક પડે, ગામ ગમતરે જાવુ હોય તો અમને દરવાજાનું મફતનું બંધન થાય! બહાર હોઈએ તો નદીકૂવે નાઈને ઘરભેગા!'

રતનજીબાપા—એમના નાનાભાઈ સાથે હતા, એમનો પણ એ જ મત

એ પ્રમાણે વીરપુર જેવા માત્ર અઢારસોની વસ્તીના ગામમાં છેક છેવાડે—જ્યાં કોઈની વસ્તી જ મળે નહિ, ત્યાં મારા પિતાએ, પિતામહે, અને સાથે આવેલા રતન-જીબાપાના બે દીકરા—દામોદરકાકા અને દેવકૃષ્ણકાકાએ નવાં માટીનાં મકાન શરૂ કર્યાં. એ વખતે વિક્રમ સંવત ૧૯૪૩ની સાલ હતી.

મારો જન્મ ૧૯૪૯માં થયો એ હિસાબે છસાત વર્ષ પહેલાં જ કેરાળાથી વીરપુરનો વાસ થયો કહેવાય. હું લગભગ બાર વર્ષનો થયો ત્યાં સુધી તો આ વાસમાં સુધારા, વધારા, ઘટાડાનું, પોતાનું જ કહી શકાય તેવું કડિયાકામ, મારા પિતાએ ચાલુ રાખ્યું જ હતું ! એક દિવસ એવો ન જાય કે જ્યારે કડિયાકામ ચાલતું ન હોવ ! પરિણામે ઘણી વખત અમને એ મજૂરીનો લાભ મળ્યા જ કરતો. નિશાળે ન જવાની સરતે એ મજૂરી મેં કેટલી હોંશથી કરેલી એ આજ સાંભરે છે ત્યારે લાગે છે કે ઉદ્યોગને કેળવણીથી જુદો પાડ્યો ત્યારથી અજ્ઞેના પતન થયાં ! જેને નિશાળની છૂટ મેળવવી હોય તેણે ગારાનાં તગારાં વહેવાનું કામ કરવાનું એ એક સામાન્ય નિયમ જ ઘરમાં હતો ! અને એનો સૌથી વધારેમાં વધારે લાભ—આપણે ઉઠાવેલો !

## [૪] વીરપુર

**આ** વીરપુર ગામમાં ઈસ્વીસન અઢારસો બાણું [૧૮૯૨] ના ડિસેમ્બરની બારમી તારીખે મારો જન્મ થયો. તે વખતે વિક્રમ સંવત ૧૯૪૯ના માગશર વદી ૯ અને સોમવાર હતો. એક કોઢ જેવું ઘર હતું, તેમાં ગાયભેંશ વાછરડાં બંધાતાં, ખડ પણ રહેતું, ને સંસારમાં નવો પ્રવેશ પામનાર માટે આતિથ્યગૃહ પણ એ જ હતું. નાનપણમાં મારી આંખો એટલી નબળી હતી કે કદાચ એમાંથી ખોડ આવી જાશે એવો ભય લાગતો હતો. પણ એવી કુદરતને વશ કરવાનો સંકલ્પ કર્યો હોય તેમ મારી માએ, સતત, વર્ષોનાં વર્ષો સુધી, કાસાંજણુ—કાયાની મેંશ કરી કરીને, એને સવાર ને સાંજ નિયમિત રીતે આંખમાં આંજવાનું વ્રત જ જાણે લીધું! મને બરાબર સાંભરે છે કે ગુજરાતી સાતમી ચોપડીમાં હું આવ્યો ત્યાં સુધી તો આંજણ વિનાની આંખ રહેતી જ નહિ! આને લીધે હો કે ગમે તેમ પણ મને ત્યાર પછી આંખનો ઓછામાં ઓછો વ્યાધિ થયો છે.

તે વખતની એક નોંધપોથી જેમાં હમેશના બનાવોની મારા પિતાએ નોંધ રાખેલી છે તે હાથ આવતાં

તેમાંથી એક વાત માલૂમ પડે છે કે શરૂઆતમાં મારું નામ 'ભીમદેવ' રાખવામાં આવ્યું હતું. સંવત ૧૯૫૦ના આષાઢમાં શીળી કઢાવ્યાની નોંધમાં આ નામ છે.

આ સમયનું મારું જૂનામાં જૂનું સ્મરણ ગુજરાતી ત્રીજી–ચોથી ચોપડીનું મને યાદ આવે છે. હાથમાં દફતર અને પાટી લઈને નિશાળે જવા નીકળું ત્યારે એ લાંબી શેરીના નાકા સુધી કૂતરાઓ સાથે વળાવવા આવતા. એક ધોળિયો કરીને કૂતરો હતો. એ અમારો સૌનો ખાસ માનીતો હતો. ઘર છેક છેવાડું—અને જીવરામ બાપાએ તો યજમાન સાચવવા માટે થઈને વીરપુર વસાવેલું, પણ મારા પિતાને એ વૃત્તિમાં આવી રહેલ ફેરફારના પડઘા સંભળાતા હતા, એટલે એમણે તો પોતાની પાસેની ચારસો સાડાચારસોની નાની સરખી મૂડીમાં ઘરેણાં ઉપર પૈસા ધીરવાનો, વ્યાજવટાવનો ધંધો ગામમાં શરૂ કર્યો હતો. પાસે પૈસા નહિ, છતાં એમણે શરૂ કરેલા આ ચાલી ધંધાને લીધે, થોડા વખતમાં આખા ગામમાં એમની શાખ શાહુકાર તરીકેની શરૂ થઈ ગઈ. એનું એક પરિણામ એ આવ્યું કે, આ તદ્દન છેવાડા ઘરને જાળવવા માટે નાનીમોટી એક કૂતરાની સેના જ અમારે આંગણે પડીપાથરી રાખવી પડતી!

એ સેનામાં ધોળિયો સેનાનાયક હતો. એના જેવો આજ્ઞાંકિત, વિશ્વાસપાત્ર અને સમજુ કૂતરો કોઈ નહિ. ધોળિયો, બાવળો, ટીપુડી, રફમેંયો અને સસલો—એવી પાંચ૭ કૂતરાની સેના તો અમે ફરવા નીકળીએ ત્યારે પણ સાથે રહેતી. આમાંથી પછી બાવળાને સ્વાતંત્ર કરવામાં આવ્યો હતો. એણે લડાઈમાં એક આંખ ગુમાવી

હતી એટલે એ કાણો થઈ ગયો હતો. અને 'કાણિયા નર કોક સાધુ' એ લોકવાયકા માણસો માટે છે, પણ આ બાવળાએ કોણ જાણે કેમ એ કૂતરાને માટે પણ સાચી કરી બતાવી! કાણિયો ન હતો ત્યાં સુધી બાવળો સાધુ હતો પણ કાણિયો થયા પછી એ અસાધુ બની ગયો. એ પાસેની ખાટ બાઈ સુમલડોશીના ફળીમાં પણ બેસતો. સુમલડોશીની એક ભીત અમારા ફળીમાં પડતી અને બન્નેના વાડા વચ્ચે તો માત્ર વંડી હતી. એક વખત એવું બન્યું કે મધરાતે એક નાનાસરખા કુરકુરિયાના કરુણ આક્રંદથી અમારું ફળી આખું જાગી ઊઠ્યું!

તાજી વિયાએલી ટીપુડીના નાનકડા કુરકુરિયાને ઉઠાવવા માટે કોઈ જંગલી જાનવર આવી પહોંચ્યુ હતું.

હોહા થઈ ગઈ. ચારે તરફથી લાકડીઓ લઈને અમે સૌ ફળીમાં આવ્યા ટીપુડી જોસથી ભસી રહી હતી. ધોળિયાએ આક્રમણ કરનારને વડી પાસે સપડાવ્યો હતો. પણ પેલો ઘાસલેટિયો દીવો કાંઈ કામનો ન હતો અને એક ફાનસ હતુ તે મેડા ઉપર પડ્યુ હતું. પ્રકાશના અભાવે આક્રમણ કરનાર જાનવર કોણ છે તેનો પત્તો લાગતો ન હતો. કોઈ જંગલી 'નારડો' આવ્યો લાગે છે એ અનુમાને સૌ સાવધાનતાથી આગળ વધી રહ્યા હતા.

એટલામાં ફાનસ આવ્યું અને ઓતતારીની—સુમલ ડોશીની વડી પાસે પહોંચીને, એને ટેકવા માટે મથતો કાણિયો બાવળો નજરે પડ્યો!

ધોળિયાએ એને પકડી પાડ્યો હતો, એટલે છેવટે એને કુરકુરિયું છોડીને ભાગી જવુ પડ્યુ. પણ ત્યાર

પછી એ કાળિયા બાવળાને સેનામાંથી રસ્ખાતલ કરવામાં આવ્યો હતો. આ કૂતરાની સેના શેરીના નાકા સુધી વળાવીને પાછી ફરે એટલે મારો નિશાળ તરફનો પ્રવાસ ચાલુ થાય. એમાં પાછા વિરામ આવતા જાય.

પહેલો વિરામ આવે દરબારી વાડે. ત્યાં દરબારની ગાયોભેંશો રહેતી. એનો ધણખૂંટ અને પાડો એ બન્ને જોવા જેવી જોડ હતી.

મોટાં માસાહેબની એક હાથણી જેવી ભેંશ પણ ત્યાં બંધાતી. જોતાં ન ધરાઈએ એવી જબરજસ્ત હતી. ટંકે દૂધ મણ પોણો આપતી. ને બે રબારી દોવા માટે વારાફરતી બેસતા ત્યારે દોવાતી. આ મોટાં માસાહેબને જાનવરનો શોખ હતો. લોકકંઠમાંથી મળેલી એમની એક વાત યાદ આવે છે: દરબારગઢમાં ભેંશો એમની હાજરીમાં દોવાતી. પોતે ઢોલણી ઢાળીને દૂર બેસતાં. એક ભેંશને, રબારી બપોરે શેઢે દોહી લેતો લાગે છે, એવી એમને શંકા ગયેલી. એટલે ભેંશને ઘેર રાખીને સાંજે પોતાની હાજરીમાં રબારીને દોવા બેસાર્યો.

રબારીએ દોહી લઈને બોઘરું બતાવ્યું તો દૂધ ઊલટાનું હમેશ કરતાં ઓછું!

'અલ્યા આમ કેમ? અાંચળમાં ગપ્યું લાગે છે!'

'ગરીબપરવર! ભેંશની જાત, હું શું જાણું? ઘેર બાંધી એટલે આઉમાં ચડાવી ગઈ!'

પણ વાત જુદી હતી. રબારીએ સાચક થાવા માટે પોતાની જુકિત ગોઠવી હતી. દોતાં દોતાં બરુની બે ઝીણી ભૂંગળી મોંમાં રાખેલી: દૂધ દોતો જાય ને પીતો જાય.

ખાસ્સો સાતશેરનો ખાડો પાડી દીધો.

નિશાળે જતાં બધ ઝાંપાની જાળીમાથી ગાયો, ભેંશો, વાછરડાં, પાડરડાં એમને જોવાનું શરૂ થાય. ખબર તો હોય જ કે માસ્તર પહેલવહેલાં ગણિતના દાખલા લખાવે છે. અને ગણિત સાથે ત્યારથી જ બિયાબારું. એટલે જે કાંઈ વખત વીતે એ હોય તો મેળમા જ! પણ એટલામા બને એવુ કે કાં મા—અથવા તો ભાભી—કોઈ ને કોઈ મીનલવાવે પાણી ભરવા માટે નીકળે, અને એમનો રસ્તો ત્યાંથી જાય એટલે પછી મીનલવાવના દરવાજા ઉપર બેસતી નિશાળ સુધી એ સાથે આવે, અને જેમ રખારીને ઢોરની સોંપણી થાય, તેમ છેક માસ્તરની ખુરશી સુધી જઈ ને નિશાળમાં મારી સોંપણી થઈ જાતી.

એ સોંપણી થઈ ગઈ એટલે તો પછી કાંઈ છટકબારી મળે નહિ. અગિયાર વાગ્યા સુધીનો ઘટ વાગે ત્યાં સુધી નિશાળમાં રહ્યા વિના છૂટકો નહિ.

પણ એટલું છતાં આ નિશાળ તદ્દન અરસિક ન હતી. નિશાળની નીચે જ જેલ હતી. અને ત્યાં દરવાજે સિપાઈઓની ચોકી રહેતી. એટલે નિશાળ ઉપરથી કેદીઓ જોવા મળે—ને સિપાઈ એની પણ ઝાંખી થાય છતાં ગણિતનો ભયકર વિષય, ક્લાસમાં એ પહેલો જ વિષય —એટલે 'નિશાળમાંથી નીસરી જવુ પાંશરુ ઘેર' એ લીટીનું તો અક્ષરશઃ પાલન થતું, પણ ઘેરથી નીકળીને નિશાળે જતા એ ભુલાઈ જતું. ને હમેશાં મોડુ થાતું!

એવામાં એક જબરજસ્ત ફેરફાર થયો—ગુજરાતી નિશાળમાં નીચલા ધોરણમાં તો ઊરસો જે વિષય હોય તેમાં

તમારો જ્યાં નંબર હોય તે નંબર હાજરીપત્રકમાં નોંધાય— અને આખા મહિનાના એ નંબરના સરવાળા પ્રમાણે બીજા મહિનાનું 'રેટરોલ' તૈયાર થાય એ વખતે એવો રિવાજ હતો. એ 'રેટરોલ' છેલ્લી તારીખે સાંજે બહાર પડતું હોય ત્યારે ધારાસભાના બજેટની - જેટલી આતુરતાથી આજે સટોડિયા રાહ જુએ છે એના કરતાં હજારગણી વધારે આતુરતાથી છોકરાઓ, પોતાના નવા અનુક્રમની રાહ જોતા હોય! પણ આપણા રામને તો એક ખાતરી જ હોય કે ત્રીસ છોકરાના વર્ગમાં, આપણો અઠ્ઠાવીસની ઉપર નહિ હોય ને ત્રીસની નીચે તો નહિ જ હોય! એટલે છોકરાઓ તો છેલ્લી તારીખે સાંજના સાતઆઠ વાગ્યા સુધી રોકાઈને માસ્તરને સરવાળા ગણવામાં મદદ કરીને પણ, પોતાનો નવો અનુક્રમ મેળવવા તલપાપડ રહેતા, ત્યારે એક જ જણ એમાં સ્થિતપ્રજ્ઞની દશા અનુભવતો; અને તે હું!

પણ આ સ્થિતપ્રજ્ઞની દશા અચાનક જ ફરી ગઈ. છેલ્લો વિષય અત્યાર સુધી આંકનો રહેતો એને બદલે નવા આવેલા એક માસ્તરે ઇતિહાસનો રાખ્યો!

આ નવો માસ્તર ભારે ક્રાન્તિકારી નીવડ્યો. એણે આંકને બદલે ઇતિહાસને છેલ્લો વિષય ઠરાવ્યો. અને એક નવી પ્રથા પણ દાખલ કરી—છોકરાઓ અંદરઅંદર સવાલો પૂછે એવી. એમાં જે જવાબ ન આપી શકે એનો નંબર, સવાલ પૂછનાર, જવાબ આપીને લઈ જાય. છેલ્લા નંબરે સવાલ પૂછ્યો હોય અને પહેલો નંબર એનો જવાબ ન આપી શકે, તો એ છેલ્લો જઈને બેસે, ને છેલ્લો નંબર પહેલો આવી જાય!

આ નવીન પ્રયાગે કેટલાકને ભારે અકળામણમાં મૂક્યા. કેટલાકને એમાં રમૂજ પડી. ઘણાને સમજણું ન પડી. પણ મારા જેવા થોડાકને એમાંથી નવીન દિશા પણ જડી.

મેં તે ઘેર જઈને ખાખાંખોળાં શરૂ કર્યાં. ઘરમાં જે જે પુસ્તકો હતાં તે ફેંદ્યાં. 'કાષ્ટના ઘોડા'ની વાર્તા નીકળી. 'મેના પોપટની વાત' નીકળી. 'ગુલબંકાવલી'નું ગુલાબી પૂંઠું તો હજી આજ પણ નજરે પડે છે, એ પણ નીકળ્યું. 'સુંદર કામદાર'ની વાત જડી પણ એક પુસ્તક મળ્યું અને એણે જાણે નવું જ માર્ગદર્શન આપ્યું. એ પુસ્તક હતું ખુડખુડિયા અને બારોટ કૃત ગુજરાતના ઇતિહાસનું. ફિરમાન બચલ ખુડખુડિયા રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં ડ્રાઇંગ માસ્તર હતા. એમણે અને બારોટે આ ઇતિહાસમાં ઠાંસી ઠાંસીને હકીકતો ભરી હતી.

તમામ છોકરાએ પાસે જે ચાલતો હતો તે જ ગુજરાતનો ઇતિહાસ હતો. માસ્તર એમાંથી શીખવતા છોકરાએ એમાંથી કડકડાટ બોલી જતા આ ઇતિહાસની કોઈને ખબર ન હતી. મેં એ ઇતિહાસ ઘેર વાંચવા માંડ્યો.

બીજે દિવસે—ક્રાન્તિકારી પ્રથાના પહેલે જ દિવસે—છેલ્લા વિષય તરીકે ઇતિહાસ લેવાયો. અને ત્યાર પછી સવાલોની પરંપરા ઊપડી.

નિયમ પ્રમાણે આપણા રામનો છેલ્લો નંબર હતો. પણ પેલા ઇતિહાસમાંથી જે અમોઘ શસ્ત્ર મળ્યાં હતાં તે વગર વિવેકે ફેંકી દેવાનાં ન હતાં. એમાં તો મહારથી કર્ણના કુંડળ જેવી અભેદ્ય રમત હતી. જેમ જેમ વખત

જતો ગયો તેમ તેમ છોકરાઓને રસ પડતો ગયો. નંબર ખોનારા મૂંઝાતા હતા, તો નંબર મેળવનારા ખુશ પણ થતા હતા. આખો વિષય રસિક થઈ ગયો હતો !

એમ કરતાં કરતાં નિશાળ છૂટવાને ભાગ્યે જ પાંચ મિનિટનો સમય બતાવતી, રેતઘડી જે સામે જ ટિંગાતી હતી, તેના ઉપર દૃષ્ટિ પડી. અમોઘ શસ્ત્ર ફેંકવાનો ખરેખરો વખત હવે આવ્યો હતો. ફરીને જ્યારે મારો વારો આવ્યો કે તરત ઊભા થઈને મેં નંબર પહેલાને જ પ્રશ્ન પૂછ્યો:

'ભીમ આણાવળાની ગણીઓનાં નામ આપો !'

'રાણી ઉદયમતી,' પહેલા નંબરે ચટ ઉતર આપ્યો. અને તે તરત વિજયગેર બેસી ગયો.

'ખોટું. રાણી ઉદયમતી અને બકુલાદેવી !'

પણ વાચતા ઇતિહાસમાં બકુલાદેવીનું નામ મળે નહિ. એટલે તકરાર શરૂ થઈ. તકરાર માસ્તર સાંભળી રહ્યા હતા.

એક છોકરો થોડુંઘણું બહારનું વાચન કરે છે એ જોઈને એમને આનંદ થયો.

'બકુલા—વાણિયણ—ભીમદેવની રાણી હતી, એ બરાબર છે. નંબરછેલ્લો, પહેલો આવે. પહેલો, છેલ્લો જાય !'

એકદમ ત્રીસમે નંબરેથી મળેલા એ પહેલા નંબરે મને જે આનંદ આપ્યો તે અવર્ણનીય હતો. પણ પેટમાં ધડક ધડક ધડાકા થઈ રહ્યા હતા. નંબર પહેલો મળ્યો ખરો—પણ એ ટકાની ટકાગે! સામે ટાંગેલી રેતઘડી ઉપર દૃષ્ટિ કરી. રેતી પૂરી થાય ને અભિયારના ટકોરા પડે તો રંગ રહી જાય !

આ પ્રયોગમાં તો ઘણી ખંડકાવ્યની છાયા છે. પ્રસંગ એવો લીધો છે કે ભર્તૃહરી યોગી બનીને રહ્યા છે, ત્યાંથી શંકરપાર્વતી નીકળતાં, આ યોગીને કંઈક શક્તિ આપવા માટે, શંકરને પાર્વતી વિજ્ઞપ્તિ કરે છે. શંકરભગવાન એ ઉપરથી ભર્તૃહરી પાસે જાય છે ને એની ઇચ્છા જાણવા મથે છે. પણ ભર્તૃહરીએ તો પોતાની કંથા સરખી કરવા માટે, એક વૃક્ષની રેષા સોયામાં પરોવાતી નથી, એ પરોવાઈ જાય તો ઠીક, એટલી જ ઇચ્છા જણાવી! બીજી તો એને કોઈ જ સ્પૃહા રહી ન હતી. પ્રસંગ શામાંથી લીધો છે એ યાદ નથી રહ્યું. પણ ઘણું કરીને કોઈ કથાવાર્તામાંથી ઉપાડ્યો લાગે છે. ખંડકાવ્યની શરૂઆત આમ છે:

શિતળતા શાન્તિ વર્ષે છે, ધીરા ગભીર ગગનથી,
ઝપે વન શાંતિ છાઈને, હલે ના પત્રે પવનથી.
ધૂ ધૂ ગંભીર નાદ ઘોર કરીને વેગે યમુના વહે,
ફિરતો રજનીકાન્તનાં જળ વિશે, શા રાસ નાચી રહે;
શી લીલા હસી વાતની, પ્રણમતા સન્તો ધરે ધ્યાનને,
ટીન ટીન ટીન તમરાં,અહો! પડી રહ્યાં છે સ્વર્ગ આહ્વાનને.

પછી ચાંદનીનું વર્ણન છે. એમાં એક જોગી બેઠો પોતાની કંથા શીવે છે. પણ વૃક્ષરેષાનો દોરો સોયામાં આવતો નથી એ વાત આવે છે. પછી,

'હિમાલય તનયા જરી ફુલ્લદલે, એ કોણ છે પૂછતી.'

શંકરનો જવાબઃ

'અહીં રાજ ભર્તૃહરી યોગી, વસી રહ્યો છે,
પરિપક્વ ચિંતન કરી, ઋષિ તુલ્ય થયો છે.
ત્યારે પ્રભો! જરી કરો, વરદાન આપો,
એ યોગી ભર્તૃહરી સંત શિરોમણિ છે!

તેને સ્પૃહા નથી જરા, ઈશ તુલ્ય યોગી,
તેને સ્પૃહા નથી રહી, વિભુધામની ય!
તે યોગી ભર્તૃહરી દર્શન તુલ્ય અમને,
તેને, શું દર્શન? વદો કદી યોગ્ય છે એ?

છતાં પાર્વતીનો આગ્રહ ચાલુ રહ્યો. શંકર ભર્તૃહરી પાસે ગયા.

રાજર્ષિ! માગ વરદાન તને ગમે તે,
વૈભવ, વિલાસ, સુખ સ્વર્ગનું મોક્ષધામ.
હે પુત્ર! માગ વરદાન, નિઃશંક વારુ,
હું આજ શંકર કહું, અતિ હર્ષ પામી!

ભર્તૃહરી તો, 'આ વૃક્ષરેષ પ્રભુ! જે જરી વક્ર વહે છે, તે આ પુરાવા સોયે પ્રભુ! એ જ યાચું!' એટલું જ માગે છે. પાર્વતીને થાય છે કે ભર્તૃહરી, આ શંકર છે એમ સમજ્યો જ નથી લાગતો. એટલે એને એ વાતનો પોતે સ્ફોટ કરે છે. પણ એને તો શંકરની પાસે પણ બીજું કાંઈ માગવાપણું રહ્યું નથી. ત્યારે એ સાંભળીને પાર્વતી બોલે છેઃ

'વાહ! ધન્ય યોગી, અવની તુથી ઉજ્વાળી,
તું ઇશરૂપ-ભગવાન સ્વરૂપ બીજું!
'વાહ! તાત ભર્તૃહરી ધન્ય! વદે વિભુ ને,
તું હું ન અન્ય અથવા વદુ હું વદું શું?'

અને છેવટે

'રાજર્ષિ ભર્તૃહરી શંકર ચર્ણ પડતો,
છાંટે પીયૂષ ધરી હસ્ત મરુરાજઃ
વેરે વિવિધ કુસુમો સુર સુંદરીઓ,
શંભુ સતી સહિત અંતર્ધાન પામે!

ખંડકાવ્ય એ એક રીતે નવલિકાનું પદ્યાત્મક રૂપાંતર.

છે, એ ભેદ જો લક્ષમાં લેવામાં આવે તો આમાં જે થોડીક
છટાવ્યાયામની અણુઘડ તાલીમના પ્રથમ દર્શન થાય છે,
એ એક રીતે નવલિકાના બીજ જેવાં લાગે. આમાં એક
આખો પ્રસંગ મુકાવલો છે; બીજ, વિકાસ ને ટોચ એ
ત્રણે એ આપી રહે છે.

ગીરધરલાલ, કાવ્ય સાંભળનાર તો મળી ગયા, પણ
જેમ વાતપકવાનથી ભૂખ ભાગે નહિ, તેમ કેવળ કાવ્ય
કરવાથી કાંઈ પરીક્ષા પસાર થાય નહિ! એટલે જેમ
ગીરધરલાલ પાસે હું કવિતા કરીને એને સંભળાવવા
દોડ્યો જતો, તેમ અભ્યાસ માટે છોટાલાલ માનસીંગને
ત્યાં દોડ્યો જતો!

પણ છોટાલાલ માનસીંગનું જેતપુરનું ઘર તો એક
મોટા દરબાર જેવું હતું. એમાં પહેલાં તો ડેલીએ પાથ-
રેલા ગાદીતકિયા ઉપર કોઈ ને કોઈનો અખાડો જામ્યો
જ હોય! માનસીંગભાઈ મને ઓળખતા થયા પછી તો
હું જાઉં એટલે તરત છોટાલાલને બોલાવે. પછી અમે
બન્ને અંદરની મેડીએ જઈએ ને ડેલીનો ડાયરો તો
ચાલ્યા કરે!

માનસીંગ કામદાર, એ જમાનાજૂના ગર્ભશ્રીમંત
હતા. બહાર નીકળે ત્યારે જૂના જમાનાના કામદારોની
પેઠે ચોરણી, કડિયું, ને જામનગરી પાઘડી પહેરતા. ભેટ
બાંધતા, ને ઉપર ઉપરણું રાખતા. એક વખત તો એમને
ત્યાં સાહેબી હતી. અને કહેવાતું તો ત્યાં સુધી, કે એમને
માત્ર સાત લાખ રૂપિયા આવેલા. ઘણું કરીને એમને ત્યાં
રાણપુરનો કારભાર હતો. અને એમના હાથમાંથી એ સાતે

લાખ રૂપિયા ધીમે ધીમે પગ કરી ગયા હતા! એ જે હોય તે. પણ હું છોટાલાલને ત્યાં જતો ત્યારે એ વિશાળ જૂનું મેડીબંધ ઘર એક વખતના મહાન વૈભવના અંશ જેવું જ જણાતું!

છોટાલાલ માનસીંગ કામદારને સાહિત્યનો ઘણો શોખ હતો. એમની પાસે જૂનામાં જૂનાં આવાહિકો ને માસિકો મળી આવે. કાંઈ ને કાંઈ સંગ્રહી લેવાની પણ એમને એ વખતથી ટેવ હતી સ્કૂલમાં એ સેકંડેસેકંડ વ્યવસ્થિત રહી શકે. એમની ઉતારેલી ચોપડીઓ એકદમ સ્વચ્છ અને વ્યવસ્થિત. મને નિયમિત કામ કરવાનો શોખ અને પ્રીતિ ત્યાંથી લાગ્યાં. એનું એક શુભ પરિણામ આવ્યુ. પાસ થવા જેટલી મારી તૈયારી થઈ ગઈ જો કે હજી નબળાઈ હતી પણ લાગતું હતું કે વખતે ઘા લાગી જાય તો લાગી જાય!

છોટાલાલ માનસીંગ સાથે થયેલી આ પ્રીતિ ત્યાર પછી પણ ઘણા લાંબા વખત સુધી મૈત્રીરૂપે રહી. એમની કોઈ વાત મારાથી અજાણી ન હોય. મારી કોઈ વાત એમને અજ્ઞાત નહિ. એમનામાં એક મહાન ગુણ હતો. જે વાતાવરણમાં એ ઉછર્યા હતા, એ વાતાવરણનો એક સહસ્રાંશ પણ એમના જીવનને સ્પર્શ્યો ન હતો સીધી, સાદી, સ્વચ્છ રહેણીકરણી એ જ એમનું હમેશનું જીવન-ધ્યેય રહ્યું હતું. બાકી એ પરિસ્થિતિનું તો ઘણું જ આશ્ચર્યજનક એક આખું પુસ્તક લખી શકાય! મેં એમ સાંભળ્યું હતું કે કેટલાકના જીવનમાં મંત્રતંત્ર, સિદ્ધિ, અલૌકિક રસાયન, જાદુગરી, એવા એવા કૈં કૈં અવનવા

ખ્યાલોને સ્થાન હોય છે. એવા એવા કૈંક કાલ્પનિક ખ્યાલો એ ઓટલાને અખાડે પણ ચાલતા જ રહેતા! પણ છોટાલાલ માનસીંગની સાહિત્યપ્રીતિ એટલી જબરી હતી ને વિદ્યાની જ ધૂન એવી તીવ્ર હતી કે એ કોઈ જ વસ્તુ, કોઈ પણ દિવસ, એમના અંતરમાં ન વસી તે ન જ વસી! એ ઓટલાની જરા જેટલી પણ એમને અસર ન થઈ! ખરેખર! એ એક અદ્‌ભુત બનાવ હતો. છોટાલાલે પોતાનું સાદું શાંત સ્વચ્છ જીવન પોતાની રીતે જ ઘડ્યું.

પાછળથી જ્યારે અમારે ગાઢ મૈત્રી થયેલી, ત્યારે ઈંટરમાં અમે જૂનાગઢ કોલેજમાં સાથે હતા. બી. એ. પણ સાથે જ થયા. ઈંટરમાં અમે હતા ત્યારે હું જેતપુર એમને ત્યાં વાંચવા પણ રહેલો.

છોટાલાલ માનસીંગ કામદાર, છોટાલાલ હરખચંદ શેઠ અને એક સાયલાકુમાર વજુભાના કુમાર ફત્તેસિંહ હતા, અમે સૌ એક જ ક્લાસમાં એટલે મિત્ર જેવા જ બની ગયા હતા. ન્યાલચંદ ઉદાણી અને એના મોટાભાઈ પણ એ વખતે ખરા.

જ્યારે વાર્ષિક પરીક્ષા આવી, ત્યારે મેં મહેનત તો ઘણી કરી. ગણિત જે નબળું ગણાતું, તેમાં તો પાસ માર્ક મળી ગયા હતા. બીજા કોઈ વિષયમાં વાંધો ન હતો. એટલે માત્ર એક અંગ્રેજી–એના તમામ ખાનામાં બરાબર પાસ ઉપર આંકડો આવીને ટક્યો હતો. હવે છેલ્લું ખાનું Composition–એટલે સાહેબ વાંચી જાય, ને આપણે એનો સાર લખી દેવો, એ હતું. એ વિષય ધીરજરામ ભાઈનો પોતાનો ગણાતો હતો. વાર્ષિક પરીક્ષામાં પોતે જ

એ જોતા, અને પોતે જ માર્ક મૂકતા. અંગ્રેજીમાં નાપાસ થનારા ઉપર ચડતા જ નહિ; અને મારો તો એમાં પાસ નાપાસ તમામનો આધાર આ છેલ્લા ખાના ઉપર હતો. એ છેલ્લા ખાનામાં પાસ માર્ક મળે–તો જ પાસ થવાય! એક પણ માર્ક ઘટે તો ઉપર ન જ ચઢાવે એ ખાલાકાર! અને એ માર્ક, જેમનાથી હું ધ્રૂજી ઊઠતો, જેમનો પરિચય ગુજરાતી આઠમીમાં મને મળ્યો હતો, જેમનો પરિચય ત્યાર પછી પણ ગુજરાતી માસ્તર તરીકે મેં લીધો હતો, જેમના મનમાં રામજીભાઈ પ્રત્યે કાંઈક પૂર્વગ્રહ બંધાયલો હતો, અને રામજીના ભાઈ તરીકે જેમણે મને થોડોક જાણ્યો પણ હતો, એ ધીરજરામભાઈ પાસેથી લેવાના! એમની પાસે ફરીને ઊભા રહેતાં મારું મન હવે તો ધ્રૂજવા માંડ્યું! લાગ્યું કે આ તો દળી દળીને ઢાંકણીમાં એના જેવું કાં તો થાશે!

. અને તમામ વિષયમાંથી આ એક જ ખાના ઉપર આધાર હતો, એટલે તો વધારે ભય લાગતો હતો!

અંતે અમે જેનાથી ડરતા હતા તે દિવસ આવી પહોંચ્યો. ધીરજરામભાઈ પોતે પરીક્ષા લેવા આવ્યા હતા. એમનો રોફ એમનો જ હતો. એમની આંખો ઘણી જ ચપળ રહેતી. એક વખત જરાક પણ છોકરો પકડાયો–તો ખલાસ! મારું મન તે દિવસે ખરેખર મનમાં બેસી ગયું હતું માનતા તો દેવદેવીની કોણ જાણે કેટલીય માની હશે!

બરાબર દસને ટકોરે ધીરજરામભાઈની સામે વર્ગનો વિભાગ ઊભો રહ્યો! સાહેબના હાથમાં ચોપડી હતી. એમાંથી એક પછી એક પતાં ફરતા હતાં એ દરેક ફરવું

પડતું, એ વખતે તો જાણે 'પાનો પ્રારબ્ધનો ફેરવું રે!' એવું લાગતું હતું. અનુમાનથી કઈ વાર્તા આવે છે એ જાણવા માટે સૌ અધીરા થઈ ગયા હતા.

ત્યાં સાહેબે વાંચવાનું શરૂ કર્યું. કોઈકને સમજાયું. કોઈકે અનુમાન કર્યું. કોઈકને ઘુંબડીમાં કાંકરા જેવું લાગ્યું. મારે માટે ઘુંબડીમાં કાંકરા જ નીવડ્યા! એટલામાં તો સાહેબની વાત વાંચવાની પૂરી થઈ, ને 'બેન્ચ' ઉપર બેસીને સાર લખવાનો વખત આવ્યો. મારું મગજ તો એટલું શૂન્ય થઈ ગયેલું, કે શેની વાર્તા હશે એ અનુમાન કરવાનું તો બાજુએ રહ્યું, પણ લખવાનું અંગ્રેજીમાં કે ગુજરાતીમાં એ પણ ન સમજાય એવું થઈ ગયું!

પણ મારે માટે તો આ જીવનમરણનો પ્રશ્ન હતો. બધો આધાર આના માર્ક ઉપર જ હતો. એટલે તો વ્યગ્રતા પણ પારાવારની હતી! 'અંગોમાંથી જીવન સઘળું ત્યાં જ આવી રહ્યું છે!' એવી સ્થિતિ હતી. દરેકે દરેક પળ મારું ભાવિ ઘડનારી હતી!

બેન્ચ ઉપર તો બેઠો. પણ લખવું શું! એક અક્ષર સમજાયો હોય તો લખાય નાં! જેટલી વાર્તાઓ ગોખેલી, તેમાંની આ ન હતી એ ચોક્કસ!

પણ હવે થાય શું! થોડીવારમાં તો ટપોટપ નોટ આપવાની આવશે. ને હું તો ત્યાં બેઠો હતો! સામે લાકડાનું બેન્ચ હતું. અને ભીંત હતી! બેમાંથી કોઈ બોલે તેમ ન હતાં! પળ પળ કપાતી જતી હતી. છરી ચાલી રહી હોય તેમ મારું હૃદય કપાતું હતું! વખત હમણાં પૂરો થશે, નોટ માગશે, ચોપડી આવશે, અને જિંદગીમાં પછી કોઈ

દિવસ કોઈ પણ દિવસ, અંગ્રેજી નિશાળનાં દર્શન કરવાના નહિ મળે! આખી બાજી ઊંધી વળી જશે! આ થોડી પળો જાય એટલી જ વાર! એ વખતની ભયંકર વ્યગ્રતા આજ પણ ચિત્તમાં જાણે ઘર કરી બેઠી હોય એટલી આબેહૂબ ખડી થઈ જાય છે! દરેક પળ જાણે સર્વનાશને પાસે ને પાસે આણી રહી હતી

પણ પછી જરાક શાંતિથી વિચાર કર્યો અને લાગ્યું કે આમાં તો અમસ્તું બેસવું એ પણ અગ્ધી બાજી હરવા જેવું છે. પેન્સિલ લઈને કાગળ ઉપર ફેરવ્યા કરવી, પણ અમસ્તું તો ન જ બેસવું એમ બેસનાર કાંઈ નથી જાણતો એ પ્રત્યક્ષ પુરાવો છે ને પછી એ કાંઈક આપે તો એ એની વિરુદ્ધનો પુરાવો છે।

એટલે પેન્સિલ લઈને ફેરવવી શરૂ કરી ત્યાં ખબર પડી કે મારે પડખે બેઠેલા ફત્તેસિંહને પણ તુંબડીમાં કાંકરા લાગ્યા હતા। એ પણ પેન્સિલ જ ફેરવી રહ્યા હતા પણ તેની પડખે બેઠેલા છોટાલાલ હરખચંદ શેઠ એ ઝપાટાબંધ લખી રહ્યા હતા.

ફત્તેસિંહે મહેનત તો ઘણી કરી પણ પુરા દસ ફૂટને અંતરે પણ નહિ બેઠેલા, ધીરજગમભાઈના અસહ્ય તાપ પાસે, એ રજપૂત વીર પીઠેહઠમાં પડ્યા હતા!

છોટાલાલ હરખચંદને પૂછ પૂછ કરે પણ ભાર છે શેઠનો કે એક અક્ષર બોલી શકે? કાંકો તરત બહાર કાઢી મૂકે! શેઠ તો મૂગા એવા કે ન પૂછો વાત!

અંતે એમણે એક નવી જુક્તિ શોધી પગેથી એક ઉપાન ઢીલો કર્યો ને એને છોટાલાલના પગનો પરિ-

ચય પંથ બતાવ્યો. એક જરાક નિશાની મળી જાય,–કે ફલાણી વાત છે, તો ય જેવું તેવું અનુમાને લખી કઢાય. છોટાલાલને પણ ભગવાન હૃદયમાં વસ્યો કે પછી કોણ જાણે કેમ, એ ઠંડા માટલા જેવા પ્રમાણિક શેઠે પણ, પોતાના પગના અંગૂઠામાં, શેની વાત છે, એટલું લખીને નાનકડું ચબરખું રવાના કર્યું! ફતેસિંહે નીચે ને નીચે જોઈને વાતનું મથાળું કર્યું અને તરત મેં એ પકડી પાડ્યું. નજર કરીને નહિ, કારણ કે તો તો અમારા રામ જ રમી જાય, પણ એના અક્ષરના વળાંકની ઢબ ઉપરથી. વાર્તાનો સાર પણ કાંઈક ઝૂખ જેવો યાદ હતો. ઝપાટાબંધ લખી કાઢ્યો. એટલામાં તો બી. એ. માસ્તરે નોટો ભેગી કરવા માંડી હતી.

રંગ રહી ગયો હતો, પણ બીક પૂરેપૂરી હતી! બપોરે ચાર પાંચ વાગે બી. એ. માસ્તર રસ્તા ઉપર નીકળ્યા ત્યારે હું તો દોડતો જ એની પાસે ગયો. સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં ઊડી જતા હતા! ખાસ કરીને આ વિષયમાં. એટલે ઉતાવળે પૂછ્યું: 'સાહેબ! હું?'

'એમણે કહ્યું: 'ઉપલામાં છો કે પહેલામાં?'

મેં કહ્યું: 'ઉપલામાં!'

'તો પાસ...' જવાબ મળ્યો. 'વચલા બધા ય ઊડી ગયા છે.'

હાશ! હૃદય ઉપરથી સો મણના પથ્થરનો જાણે ભાર ઊતરી ગયો હતો. ફુલચંદભાઈની હાટડી તરત સાંભરી. ત્યાં બે ઘડી મન મોકળું કરવા ચાલ્યો ગયો!

હવે છટ્ટીમાં તો માંડ માંડ આવ્યા. એ વખતે પાછું

ગોંડલ અને પોરબંદર એમ બે ઠેકાણે મન દોડ્યું. ગોંડલ પાસે હતું પણ એનું ધોરણ એનું પોતાનું જ ગણાતું હતું પણ અકલ વિનાનું ! એટલે નિશ્ચય કર્યો કે પોરબંદર જ જવું !

પોરબંદર જવાનું કારણ કે અમારા એક કાકા દામોદર રતનજી, ત્યાં મ્યુનિસિપાલિટીમાં હતા. મહારાણા ભાવસિંહના વખતમાં એ ત્યાં, એમના પોતાના ખાસ અંગત રસોયા તરીકે વીરપુરથી ગયેલા ગજાઓ જેટલા સિંહ વાઘથી ડરે એના કરતાં વધારે ભોજનની થાળીથી ડરે. પણ ભોજનથાળી ઉપર જ્યારે દામોદર રતનજી હોય, ત્યારે એ વસ્તુ પ્રશ્નથી પણ પર થઈ રહેતી એવો અંગત વિશ્વાસ નામદાર મહારાણા સાહેબને દામોદર રતનજીનો બેસી ગયેલો. જેવાનુંએમ મહારાણા વહેલા સીધાવ્યા, ત્યારે પણ પોતાના આ અંગત માણસની ભલામણ કરતા ગયા અને એમાથી એ ત્યાં મ્યુનિસિપાલિટી ઇન્સ્પેક્ટર થઈને રહ્યા હતા.

હું પોરબંદર ગયો ત્યારે એ ઇન્સ્પેક્ટર દરજ્જે હતા. પગાર રૂપિયા અઢાર ને રહેવાનું મકાનભાડુ આઠ આના.

પોરબંદર તો હું ગૃહસ્થ બનીને ગયો હતો એમ કહીએ તો ચાલે. કારણ કે એ પ્રસંગ માટે જ છ પૈસા વારનું મદ્રાસી જેવું કપડું લઈને લાંબો કોટ કરાવ્યો હતો બૂટ હતાં, મોજાં હતાં, ટોપી પણ કાઢી નાખવા જેવી ન હતી

પોરબંદર જવા માટે મારા આંતરમનને તો એક બીજી જ લગની ખેંચી રહી હતી મારે દરિયો જોવો હતો ત્યાં સુધી મે દરિયો જોયેલો નહિ પહેલવહેલો મે

ત્યાં દરિયો જોયો, ત્યારે હું તો એને કાંઠે ઊભો જ રહી ગયો. ત્યાંથી ખસવાનું મન જ થાય નહિ ને! પછી તો છાયાની સડકે, પાછળના ભાગમાં આવતાં જંગલો અને દરિયાકિનારો એ મારાં અત્યંત પ્રિય સ્થળ થઈ પડ્યાં!

- પોરબંદરમાં દાખલ થવામાં કાંઈ મુશ્કેલી નડી નહિ. વાર્ષિક પરીક્ષામાં સંપૂર્ણ પાસનું સર્ટિફિકેટ હતું. અને વળી ત્યાં મિ. દોશી કરીને વર્ગશિક્ષક હતા, તે જેતપુરના જેઠાલાલ શંકરલાલ રાવળના સહાધ્યાયી નીકળ્યા.

પોરબંદરમાં તે વખતે ભાવસિંહજી હાઈસ્કૂલમાં, માર્કર કરીને એક પારસી ગૃહસ્થ હેડમાસ્તર તરીકે હતા. તે વખતે પોરબંદરમાં એડમીનીસ્ટ્રેશન હતું, અને એડમીનીસ્ટ્રેટર તરીકે બગસરા દરબાર વાજસુરવાળા અને કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી હતા. બન્નેની સુવાસ ઘણી હતી. પણ અંગ્રેજોની દુમાખીને, દેશી માણસો વિષે જે ગંધ એ વખતે આવતી, તે ગંધને વિજય અપાવવા માટે, એમની વર્ગવિગ્રહની હરામખોરીનો થોડો થોડો દોરીસંચાર, અદૃશ્ય રીતે ત્યાં અજમાવાઈ રહ્યો હતો! હજી એ દોરીસંચાર, ઘણી જ પ્રાથમિક ભૂમિકામાં હતો, એટલે હું ગયો, ત્યારે તો સઘળે વ્યવસ્થા અને સુશાસન પ્રવર્તતાં હતાં.

એનો પ્રતાપ કેળવણીખાતામાં પણ હતો. માર્કર સાહેબ, પંડ્યા માસ્તર, મંગલપ્રસાદ દેસાઈ, મિ. દોશી એ તે સમયના વિદ્યાર્થીઓમાં અતિપ્રિય અને પ્રેરણાદાયી શિક્ષકો ગણાતા.

તે વખતે શ્રી. રામનારાયણભાઈના પિતા વિશ્વ-

નાથભાઈ ત્યાં ગુજરાતી કેળવણીખાતામાં સાહેબ તરીકે હતા. એમનુ ઊંચુ પડછંદ શરીર, સીધો દેહ કડક લાલ આંખ, પ્રભાવશાળી મુખમુદ્રા, અને બરાબર કાન સુધી પહોંચે તેવી દેશી વાંસની મજબૂત ડાંગ, એ અમારે માટે આકર્ષણનો વિષય બની રહેતાં અને એમાં મેં તો એમનાં નચિકેતાકુસુમગુચ્છ અને મહિમ્નસ્તોત્રનાં ભાષાંતર ગોખેલાં, મૂળની સાથે, એટલે એ જ્યારે હાઈસ્કૂલમાં પ્રવેશ કરે, ડેપ્યુટી તરીકે, માર્કરસાહેબને મળવા, ત્યારે હુ તો ખસૂસ ગમે તે બહાનું કાઢીને ઓશરીમાં આવીને ઊભો જ રહુ ! વિશ્વનાથભાઈ, નથુરામ શર્માના શિષ્યમંડળમા પણ ખરા નાનાભાઈ, હરગોવિંદ મારસ્તર, મહાશંકરભાઈ, એ ભાવનગર મંડળ સાથે જ એટલે એ રીતે મને તો પહેલેથી જાણીતા. એમને ગુજરાતી ભાષાનુ અભિમાન હતુ

પણ એ વખતે અંગ્રેજીનો ઘણો જ મહિમા એમાં પણ માર્કર સાહેબ તો પારસી રહ્યા, એટલે બન્ને વચ્ચે કોઈ કોઈ વખત ગુજરાતીના પ્રશ્ન પરત્વે ચકમક પણ ઝરતી. પણ ખાસ એવો અવિનયી ગણાય એવો કોઈ ઉઘાડો વિસંવાદ નહિ જન્મેલો પણ હુ ભૂલતો ન હોઉં તો એમના વખતમાં, આખા પોરબંદર સ્ટેટમાં અંગ્રેજી છઠ્ઠા સાતમા ધોરણના વિદ્યાર્થીઓની ગુજરાતી નિબંધ માટે હરીફાઈ યોજવાનો, પ્રથમ પ્રબંધ થયેલો. એ રીતે વિદ્યાર્થીઓનુ દેશીભાષા પ્રત્યે ધ્યાન જાગ્રત રહે અને ઉત્તેજન મળે તો કાંઈક આગળ વધે આ નિબંધ હરીફાઈ હુ પોરબંદર હતો ત્યારે જ થયેલી અને એમાં પહેલુ ઇનામ મને મળેલું.

પોરબંદરમાં હું છઠ્ઠીમાં દાખલ થયો અને મારું ટટ્ટુ હવે આગળ ચાલી શકશે એ ખાતરી થતાં મને ઘણો જ આનંદ થયો. પોરબંદરમાં એ વખતે સાહિત્યપ્રવૃત્તિની થોડીક હવા પણ આવી ગઈ હતી. દરબાર વાજસુરવાળાને લીધે 'સંચિત' ત્યાં હતા. શ્રી. વિશ્વનાથભાઈ પણ ગુજરાતી પ્રત્યે પક્ષપાત ધરાવનારા. ભૂલતો ન હોઉં તો ત્યાંની 'લાયબ્રેરી' માં પણ એ વખતે, કલાપીનો વિરહ ગાનાર મસ્તકવિ ત્રિભુવન લાયબ્રેરિયન હતા. એમની વાણી સાંભળવા જતા, પુસ્તકોનો પણ ઠીક પરિચય મળતો. અમારા વિદ્યાર્થી મિત્રોમાં પણ એ વખતે કેટલાક સાહિત્યરસિકોનું ટોળું હતું. એમાં ત્યાં ભોજેશ્વર પ્લોટમાં આવેલી લુહાણા-બોર્ડિંગના વ્યવસ્થાપક રામચંદ્ર માસ્તરના ચિ. મોહનલાલ અરવાડિયામાં એક દિવસ સાહિત્યનું મિત્રમંડળ જમાવતા.

પણ મારે માટે તો અહીં પોરબંદરમાં મોટામાં મોટો પ્રશ્ન ક્યાં વાંચવું એ ઊભો થયો હતો. દામોદર કાકાની એક જ ઓરડી હતી અને એમાં એક નાનું સરખું ફાનસ પ્રગટતું. કમ્પાઉન્ડ ઘણું મોટું હતું અને ચારે તરફ છુટી પુષ્કળ જમીન હતી, એટલે દિવસે તો તમે આઘા અવળા ગમે ત્યાં જઈને બેસી શકો. પણ રાત્રે તમારે વાંચવું હોય તો પંચાત પડી જાય! એ ત્યાં બને તેવું ન હતું. એમાં મારા કાકાના પુત્ર ત્રિભુવનને મોટેથી વાંચવાની ટેવ હતી. એ ઘણું કરીને પાંચમા ધોરણમાં માંડ માંડ આવેલ—ગણના એની અતિશય સામાન્ય વિદ્યાર્થી તરીકે, એટલે મારા માટે પણ, શિક્ષકવર્ગને એકદમ ભરોસો પડતો ન હતો. એમાં રાતે વાંચ્યા વિના તો છૂટકો ન હતો. અને મનમાં વાંચવાનું

હોય તો જ ફાવે. એટલે એ એક ભારે કોયડો થઈ પડયો. થોડો વખત ચાલ્યું પણ પછી હું તો નિરંતર એવી શોધમાં રહેતો કે ક્યાં મને રાતે દિવાબત્તીનું ને વાંચવાનું વાતાવરણ મળે. પણ નવોસવો એટલે હજી પત્તો ખાતો ન હતો.

એવામાં આ સાહિત્યરસિક મિત્રમંડળની બેઠકમાં જતાં થોડાક મિત્રોનો પરિચય થયો. છાયાના કરસનજી થાનકી ત્યાં મળ્યા. પણ એ તો મારા જેવા ને રહેવાનું એમનું છાયા—ત્યાંથી હમેશાં પોરબંદરમાં ભણવા આવતા, એટલે એમાં મારો શુક્રવાર ફળે તેમ ન હતું. પ્રેમજી રામજી ચંદારાણાનો મેળાપ પણ ત્યાં થયો. સાહિત્યમાં એમને રસ હતો અને દર વખતની સભા માટે એ કાંઈ ને કાંઈ લખી લાવતા. પણ એ વખતે એ ઘણા પરાધીન એટલે એમાં પણ વાંચવાની જોગવાઈ થાય તેવું ન હતું.

એક દક્ષિણી વિદ્યાર્થી હતા, રઘુનાથ દાદા, તે પણ ત્યાં આવતા. પણ આમાંથી કોઈ મને વાંચવાની સગવડ આપે તેમ ન મળે. દાદા ખરા, પણ એ એટલા સીધા, સાદા ને જરા પણ લપનછપન વિનાના, પાઠયપુસ્તક તલ્લીન, શુદ્ધદક્ષિણી, કે એમાં કાંઈ મજો ન પડે ! મારે તો કોઈ એવો વિદ્યાર્થી જોઈતો હતો કે જેને મારી પેઠે આગળ વધવાની ધૂન હોય અને છતાં સુક્કા લાકડાની પેઠે જે પોતાના પાઠયપુસ્તકોને જ ચોટયો ન હોય ! વખતે વખતે સ્વૈરવિહારે ચડીને પોતાના નામ ઉપર મીંડાં પણ મુકાવતો હોય ને પાછો પ્રયત્ન કરીને આગળ વધી જતો હોય !

પણ એવા કોઈ કોઈ મિત્ર જડી આવ્યા તે પહેલાં

ધણો લાંબો વખત, એટલે લગભગ મને લાગે છે, છઠ્ઠા ધોરણનું આખું વરસ મારે મારી રીતે જ આગળ ચલાવવું પડ્યું. આ છઠ્ઠા ધોરણમાં કે પછી સાતમા ધોરણની પહેલી ટર્મમાં, એક વખત દેસાઈ માસ્તરે ક્લાસમાં પ્રવેશ કર્યો અને કેટલાક વિદ્યાર્થીઓને થોડી વ્યવહારુ સમજણ આપી, એ વખતે એ સમજણ લેનારાઓમાં મારું નામ મુખ્ય હતું !

એવું બન્યું હતું કે ભવિષ્યમાં રેલ્વેમાં નોકરી મળે અને અત્યારે સ્કોલરશીપ આપીને શિક્ષણ આપે, એવા હેતુથી એક વર્ગ ભોજેશ્વર પ્લૉટમાં ખોલવામાં આવ્યો હતો. આ વર્ગમાં દાખલ થવાથી પહેલાં રેલ્વેમાં સિગ્નલરની નોકરી મળે અને પછી ધીમે ધીમે સ્ટેશન માસ્તર થવાય એવી આગાહી હતી. મંગલપ્રસાદ દેસાઈ માસ્તર, અતિશય આનંદી અને વિનોદી માણસ હતા. સામાન્ય વિદ્યાર્થીઓ મેટ્રીકમાં જઈને બે ત્રણ વર્ષ સુધી, પોતાનું હીર ગુમાવ્યા કરે અને છેવટે નોન મૅટ્રિક થઈને પૈસાનું પાણી કરે, એના કરતાં કાંઈક ને કાંઈક લાઈન લઈ લે એ વધારે સારું એવી એમની વ્યવહારુ અને વિવેકી સમજણ હતી. એમણે એક દિવસ ક્લાસમાં કેટલાક વિદ્યાર્થીઓને ઊભા કર્યા. જેમનું મૅટ્રિક પરિણામ જોખમી ગણાતું અથવા તો એક વખત નાપાસ થાતાં, બીજી વખત આગળ ચોટયા રહેવાની જેમની વ્યવહારુ પરિસ્થિતિ ન હતી, તેવાને એમણે શિખામણ આપી : 'આમાં વરસ બગાડો માં ! આ ક્લાસમાં દાખલ થઈ જાવ કે કોઈ 'લાઈન' તમને મળી જાય !'

કેટલાકને એમની વાતની અસર થઈ પણ ખરી. પણ મને તો હમેશાં ક્લાસમાં નિયમિત જુએ એટલે એમને લાગ્યું કે આને અસર થતી નથી.

એક દિવસ મને એકાંતમાં બોલાવ્યો. પૂછ્યું : 'ત્રિભોવન સિગ્નલર ક્લાસમાં દાખલ થયો કે નહિ ?'

મેં કહ્યું: 'હા, થઈ ગયો છે.'

'ત્યારે તમે પણ થઈ જાવ. આ મેટ્રીકમાં તમે પાસ થઈ થઈને ય શું ગેળવવાના છો ! અને આમાં તમને વરસ બગાડવાં નહિ પોસાય !'

પરંતુ હવે મારામાં આત્મશ્રદ્ધાનો રણકો આવી ગયો હતો. મેં કહ્યુ: 'હું ચોક્કસ પાસ થઈશ !'

'શી રીતે ?'

'તે તમે જોજો ને સાહેબ !'

'માર્કર સાહેબ પાસેથી ફોર્મ લેવાનુ છે હો ! એ ખબર છે નાં ?'

માર્કરસાહેબ ફોર્મ આપવામાં ઘણા જ કડક ગણાતા. ને મોટામાં મોટી લાગવગ પણ એની પાસે પાણી ભરતી એવી એની પ્રતિષ્ઠા હતી. ફોર્મ એક વખત નહિ મળે તો પછી આ છોકરો રખડશે એવા શુભ હેતુથી એમણે આ કહ્યું હતું.

પણ હું તો એકનો બે થયો નહિ. આગળ વધવાનો હવે તો મનમાં નિશ્ચય થઈ ગયો હતો. હવે તો પાછા ફરવાની વાત જ ન હતી.

એટલામાં આખા સ્ટેટના તમામ વિદ્યાર્થીઓ માટેની ગુજરાતીની પરીક્ષા આવી.

વિષય ઘણું કરીને રામાયણનો હતો. બેસવાની સૌ વિદ્યાર્થીઓને છૂટ હતી. પણ સાધારણ રીતે છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓ બેસતા.

મેં વાંચ્યું તો હતું. પણ સ્પર્ધા જબરી હતી. મોહનલાલ રામચંદ્ર બેસવાના હતા. એનું ગુજરાતી ઘણું સુંદર ગણાતું ગુજરાતીના હોંશિયાર વિદ્યાર્થીઓમાં એમની નામના હતી. એને પરીક્ષકોનો જાતપરિચય પણ હતો. અને આ પરીક્ષામાં પહેલા આવવાથી બીજું તો કાંઈ ન મળે, ઇનામ મળતું, એ ગૌણ હતું; પણ એક પ્રકારે સૌનું ધ્યાન ખેંચાય એ મહત્ત્વનું હતું.

મેં છેક છેલ્લી ઘડીએ પરીક્ષામાં બેસવાનો નિર્ણય કર્યો હતો. એટલે જે વાંચ્યું હતું, એને તૈયારીનું વાચન ન કહેવાય અકસ્માત પરીક્ષા દેવા જતો હતો ત્યારે ત્રિભુવનના સિગ્નલર ટ્રેનીંગ માસ્તર મળી ગયા એ ઉત્તરહિંદના હતા. તુલસીકૃત રામાયણ એમનો પ્રિય વિષય હતો. એમણે પૂછ્યું 'કયાં ચૈપડયા?'

માસ્તર રામાયણના ખરા રસિયા હતા. એમણે કહ્યું: 'ભાઈ! રામાયણમાં સૌથી સરસમાં સરસમાં પાત્ર રામચંદ્રનું નહિ, પણ લક્ષ્મણનું છે. नाहं जानामि केयूरे એ પ્રસિદ્ધ ઉક્તિની એમણે યાદી આપી અને કહ્યું કે તમારે લખવું પડે તો લક્ષ્મણ જતિના આ વાણી લખજો 'રામાયણનો નાયક રામચંદ્ર; પણ ઉત્તમોત્તમ પાત્ર તો લક્ષ્મણ.'

છેક છેલ્લી પળે મળેલા આ વિચારની મારા ઉપર ઘણી જ અસર થઈ હોય એવું જણાય છે રામાયણનાં પાત્રો વિષે જ કાંઈક લખવાનું હતું, અને મેં એની

સરસ રીતે એ લખ્યું હતું કે તમામ પરીક્ષાર્થીઓમાં પહેલું ઇનામ મને મળ્યું ! એ જ્યારે જાહેર થયું, ત્યારે હાઈસ્કૂલમાં મારી બધુનામાં ફેર પડવા માંડયો ! મોહનલાલ રામચંદ્રનો નંબર બીજો હતો, અને ઘણું કરીને પ્રેમજી રામજી ચંદારાણા પણ એમાં હરીફ તરીકે ઊભા હતા. પણ એ વખતે ય એમનો પ્રિય વિષય તો ગણિત જ હતો.

આ પ્રમાણે પાછું મેં મારું પ્રતિષ્ઠાસ્થાન જમાવ્યું. પણ હજી વાચનની સગવડતા બાકી રહી.

એવામાં મેટ્રિકમાં ડૉક્ટર નામથી ઓળખાતા એક ભાઈ મળી ગયા. એનું નામ રેવાશંકર. એને સૌ ડૉક્ટર જ કહેતા. રેવાશંકરને અંગ્રેજી સાહિત્યનો ઘણો જ શોખ હતો. મેકોલે એનો પ્રિય લેખક હતો. અને એ હાલતાં ને ચાલતાં લાત પાડે તેવું અંગ્રેજી લખાણ લખવામાં ને બોલવામાં પાવરધા ગણાતા હતા એમના પિતા ત્યાં સ્ટેટમાં ડૉક્ટર હતા. એટલે એમનું પણ ડૉક્ટર એવું નામ પ્રચલિત થઈ ગયું હતું. એમણે ખાસ વાંચવા માટે જ એક રૂમ ગોઠવેલી. અને બે ત્રણ વિદ્યાર્થીઓ ત્યાં બેસીને વાંચતા. પાછળથી હું પણ તેમાં ભળ્યો. પણ તે મેટ્રિકમાં. છઠ્ઠા ધોરણમાં તો મેં તપશ્ચર્યા આદરી. અમે રહેતા ત્યાં ફળી ઘણું મોટું હતું, અને એમાં કાકાને આંબણે કાંઈ ને કાંઈ દુઝાણું રહેતું. એટલે ફળીમાં ઘાસની બાંધેલી બે ચાર ગાંસડીઓ કાયમને માટે પડી રહેતી. આ ગાંસડીઓની, આપણા માટે હમેશની, જ્યારે જુઓ ત્યારે તૈયાર, એવી રાતપથારી હતી. એમનો સારા જેવો લાભ લીધો ! મોડી

રાતે વાંચીને બહારથી આવવું હોય તો પણ કોઈને જગાડ્યા વિના આ ઘાસની ગાંસડી ઉપર, એક ગોદડું પાથરો એટલે પથારી તૈયાર !

રઘુનાથ દાદાને ત્યાં હું થોડો વખત વાંચવા ગયેલો. પણ એની સીધી, સાદી, એકદમ જ નિયમિત, લગભગ ભૂમિતિની રેખા જેવી, જીવનપ્રણાલિકા મારે માટે બહુ આકરી પડવા માંડી ! દક્ષિણી વિદ્યાર્થીઓમાં જે વિદ્યાપ્રિયતા હોય છે તે એમનામાં પણ ઊતરેલી. ગણિત એમનું સરસ હતું. રહેવાની રીતભાત અનાકર્ષક ન કહેવાય એવી હતી. મકાન પણ પાસે હતું. રહેવાની સગવડના પણ હતી. પણ જેમ દારૂડિયાને પાંચે પંદરે પોતાનો સોમરસ જોઈએ, તેમ મારે પણ પાંચે પંદરે કલ્પનાની કોઈ ને કોઈ ભૂનાવળ ઊભી કરવી જોઈએ. પાઠ્યપુસ્તકો સિવાયના કોઈ ને કોઈ વિષયમાં તલ્લીન થઈ જનારી કલ્પનાપૂર્ણ રસિકતા જોઈએ. એ ઉપરાંત મારે કાવ્યરસવિનોદની છાંટ તો હાલતાં ને ચાલતાં ખપે ! દાદાને જીવનની એક સીધી રેખા જડી ગયેલી. એમાં મારા જેવાને તો જાણે જેલમાં પુરાયા જેવું લાગે ! એટલે મેં પછી ત્યાં જવું બંધ કર્યું.

બહાર વાંચવા ગયો હોઉં તો મોડી રાતે આવીને કૂણીમાં પડેલી પેલી ઘાસની ગાંસડીઓ ઉપર મારી પથારી હું લગાવી દેતો !

નિરભ્ર આકાશમાંથી સેંકડો તારાઓ મારી સામે જોઈ રહેતા. દાદાને ગણિતનો શોખ હતો, તેમ થોડોક જ્યોતિષનો શોખ પણ હતો. એમણે કાંઈક થોડું થોડું રાશિજ્ઞાન આપેલું. પણ એમને એમાં શુદ્ધ ગણિતનો

રસ મળતો હતો. મારે આ દરેક તારાને, આપણા જીવનમાં કાંઈ રસ હોઈ શકે કે નહિ, એ જાણવું હતું. એટલે એ વિષય મેં શુષ્ક જાણીને એમની પાસેથી જાણવાનો છોડી દીધો હતો પણ આ ઘાસ પથારીમાં જ્યારે ફરી વાર પડ્યો, આકાશ સામે જોયું, અનેક તારાઓને દીઠા, કેટલાકમાં સૃષ્ટિ રમતી જોઈ, ઘણાની આંખમાં આંસુ દીઠાં, થોડાક પોતાનું મુક્ત હાસ્ય કરતા જણાયા, કેટલાકની જીવનકથની તો માનવદર્દથી જાણે ભરેલી લાગી,—અને મને થયું કે કહો ન કહો, પણ આ દરેકેદરેક તારાને આપણામાં રસ છે અને આપણે એમનામાં રસ લઈએ એવી જાણે એમની વર્ષોનાં વર્ષોથી બોલાતી કરુણવાણી ત્યાંથી આંહીં હરરોજ રાતે આવી રહી છે! અને મેં ગાયું કે,

'અમે પડયા પથારી, વ્યોમવિહારી, એકલ ત્યાં એ ફરતો!
અને કંઇ કંઈ કંઈ કંઈ કરી નિયાની, મુજને પાસ નોતરતો!

અને 'ઘર તજી ભમું હું દૂર સ્વજનહીન ઉર ભરાઈ આવે' એ સરસ્વતીચંદ્રની, ગોલ્ડસ્મિથની પ્રસિદ્ધ પંક્તિઓના અનુકરણમાં, લખાયલી લાવણીઓ જેવી લાવણીઓ રચાતી રહી!

## ૧૪. મેટ્રિકની ને કાવ્યની મથામણ

પોરબંદરમાં ગાળેલાં બન્ને વર્ષો એક દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનાં બની ગયાં છે. ત્યાં વિશાળતા મળી. ઘણા વિષયમાં રસ લેવાની શક્તિ આવી. અંગ્રેજી સાહિત્યમાં નવલકથા શોખ ત્યાં જન્મ્યો. અને ત્યાં કેટલાક મિત્રો એવા મળ્યા જેમણે મને આગળ ઉપર કોલેજમાં ઘણી મદદ કરી. 'કાવ્ય' ઉપરથી 'ગદ્ય'માં જવા માટેનો કેટલોક રસ્તો મારે માટે ત્યાં જ દૃઢ થઈ ગયો એમ કહીએ તો ચાલે.

પણ મેટ્રિકના વર્ષમાં મારે માટે ભારે મથામણ ઊભી હતી. એક તરફથી મારે સૌની સાથે પોતાની પ્રગતિ બતાવ્યા વિના છૂટકો જ ન હતો, તો બીજી તરફથી અનેક મુશ્કેલીઓ વચ્ચે મારે ચાલવાનું હતું. રાજમહેલની પાછળ દરિયાકિનારે એક વગરવપરાશી કૂવાના થાળામાં જઈને બેસો તો વંચાય, બાકી વાંચવાનું કોઈ સ્થળ જ મળે નહિ! દિવસે પણ, એટલે પછી રાતે તો વાંચવાની વાત જ ક્યાં રહી! ઘરની ઓરડી તો એટલી સાંકડી હતી કે ન પૂછો વાત! એટલે હું કોઈ ને કોઈ મિત્રની શોધમાં

ા હજી પણ રહેતા જ હતા.

બોજેશ્વરપ્લૉટમાં દામોદરકાકાના ઘરની પાસે જ ંડયા માસ્તર રહેતા. અને પાસે માર્કર સાહેબ પણ હેતા. થોડે દૂર બે મકાનો હતાં. એકમાં ડૉક્ટર મણિ-ાંકરનું કુટુંબ રહેતું. બીજામાં ડૉક્ટર વજેશંકર વ્યાસનું ટુંબ રહેતું. આ વજેશંકર વ્યાસ–તે ન્યાયમૂર્તિ શ્રી. વશંકર વ્યાસના પિતા. મૂળ એ રહેવાસી ચૂડાના. 'વશંકર ત્યાં મેટ્રિકમાં અમારી સાથે જ હતા, એ વખતના બીજા અમારી સાથેના વિદ્યાર્થીઓમાં એક પ્રેમજી રામજી ચંદારાણા જેમનુ નામ આગળ આવ્યુ છે, બીજા શ્રી. કુપતાણી અમારી પાછળ છઠ્ઠા ધોરણમા હતા. એ શાંત સ્વસ્થ, થોડા શરમાળ, પોતાના કામમાં પોતે તલ્લીન, એવા હતા. શામળદાસ ગાંધી એ વખતે પણ પોરબંદરના દરિયાકિનારે ગર્જનાત્મક સ્વરથી જ ભભકભરી વાતો કરતા. ભભકભરી વાતોનો એમને એવો શોખ હતો. તે ઘણુ કરીને છઠ્ઠીમાં નાપાસ થઈને છઠ્ઠીમાં જ રહ્યા હતા. તેથી અમારી સાથે થઈ ગયેલા. અલકમલકની વાતોને રસિક રીતે ને આકર્ષક રીતે કહેવાની શૈલી એમની જ. આ શૈલીને લીધે એ અનેકને આકર્ષી શકતા.

આહીં જણાવેલ બન્ને ડૉક્ટર કુટુંબો સાથે મારે મૈત્રી જેવુ હતું. ડૉક્ટર મણિશંકરના પુત્ર રેવાશંકર મેટ્રિકમાં હતા, એને, આગળ કહેવાયું છે તેમ, અંગ્રેજીનો ઘણો શોખ. મેકોલેમાંથી પણ ઉપાડી લાવીને એ મોટા શબ્દો વાપરતા. એની સાથે સાથે મને પણ અંગ્રેજી ઈતરવાચનનો શોખ જાગ્યો.

આ વખતે ઘણું કરીને એકાદ વખત પ્રાણજીવન

પાઠક એક નેકેશન ગાળવા ત્યાં પોરબંદરમાં આવેલા. તે મુંબઈમાં ભણતા હતા એમ સાંભરે છે. નિત્શે એમનો એ વખતે પણ પ્રિય લેખક હતો. અમારા મંડળમાં નિત્શેની પ્રથમ વાત એમની મારફત આવી. મેકસનોર્ડો તો રેવાશંકરનો અતિશય પ્રિય લેખક. એટલે સમજીએ ન સમજીએ પણ અમે મેકસનોર્ડો, મેટરલિંક, નિત્શે એવાં એવાં નામ હાલતાં ને ચાલતાં વાપરવા માંડ્યાં ને શોખનું વાચન વધ્યું.

એમાંથી મારી ગણના હવે હોશિયાર વિદ્યાર્થીઓમાં થવા માંડી. ટાગોરે એક જગ્યાએ લખ્યું છે કે 'Every man grows by pretentions' એનો અર્થ ઘણા વખત સુધી સમજાયો ન હતો. મેં એક વખત એ વાપરેલો ત્યારે આપણા એક સાહિત્યવિવેચક ભડકાઈ પણ પડેલા! 'અરે! એવું તે હોતું હશે. સત્ય જ વિકાસ કરે!' સત્ય તો વિકાસ કરે જ; પણ કેટલીક વખત સત્યાભાસ પણ મદદરૂપ બને, અને તે સત્ય જેટલું જ.

કારણું કે એક વખત તમે જે સ્વાંગ ધારણ કરો, એ સ્વાંગના નિભાવ માટે તમે લોકલજ્જાથી પણ સત્યને માર્ગે પાછળથી ધસો છો. અને પછી તમને ભાગ મળી જાય છે. મેં સ્વાંગ ધારણ કર્યો, મેટરલિંક, મેકસનોર્ડો, નિત્શે, એવા એવા લેખકોના નામનો; ધીમે ધીમે વર્ગમાં વાત થવા માંડી કે માળો આ છે તો હોશિયાર! એમાંથી હોશિયાર ગણાતા વિદ્યાર્થીઓમાં મને વાંચવા માટે આમંત્રણ મળવા માંડ્યાં! ને એ જાળવવા માટે મારે વાચન વધારવું પડ્યું. એમાંથી અંગ્રેજી સાહિત્ય પ્રત્યે પણ અભિરુચિ જાગી.

ગમે તેમ, એ સ્વાંગ છેક નિષ્ફળ ન ગયો !

મારે જ્યાં ઘાસની ગાંસડી ઉપર સૂતાં સૂતાં તારા ગણવા પડતા હતા, એમાં આ આમંત્રણો આશીર્વાદ રૂપ થઈ પડ્યાં !

અને એમાં પણ પાછો ચૂંટણી કરવાનો અવકાશ રહેવા માંડ્યો !

મેં શરૂઆતમાં રેવાશંકરને ત્યાં વાંચવાનું રાખ્યું. એક તો એ વાંચતાં વાંચતાં વારંવાર કોઈ ને કોઈ આડીઅવળી વાતમાં પડી જવાના સ્વભાવવાળો હતો ને મારે એવું જ જોઈતું હતું કે જેને નિશાળ ઉપરાંત બીજો રસ હોય. વળી એ સ્વતંત્ર ઓરડી રાખીને ત્યાં રહેતો. એ ઓરડીમાં એ શિયાળાના દિવસોમાં ખજૂર મગફળી એવું એવું રાખતો. ને ખજૂરનાં બહુ જ ગુણગાન કરતો. મારે તો ખજૂર સાથે કામ હતું. એનાં ગુણગાન સાથે કાંઈ બહુ સંબંધ ન હતો. એ મૅકોલેમાંથી 'વૉર્ન હેસ્ટીંગ્સ'નો કેસ વાંચતો. હું સાંભળતો. એણે પહેલવહેલાં મને 'એમર્સ'ના 'નેપોલિયન' વિષે કહ્યું.

'એમર્સ'નો નેપોલિયન એ પછી તો મારો જીવનમંત્ર થઈ પડ્યો. નેપોલિયનનો પુરુષાર્થ ને સિંહનાદ એ જીવન-રસાયન બની ગયાં. નરકેસરીની પ્રતિમાઓ ઠેર ઠેરથી ભેગી પણ કરી એ વખતે 'ગુજરાત'ના દિવાળીના અંકોમાં નેપોલિયનની વાતો આવેલી એ તો તમામે તમામ વાંચી કાઢી. એમર્સના શબ્દે શબ્દે એક અદ્‌ભુત પ્રતિમાનું સર્જન થતું હતું. એમર્સને અમે ગીતાની પેઠે નિત્ય જીવનવ્યવહારનું જીવનપુસ્તક ઠરાવી દીધું હોય એટલો એનો રસ લાગ્યો.

પુરુષાર્થ પુરુષાર્થ અને પુરુષાર્થ એ જાણે કે નેપોલિયનના આખા જીવનક્રમમાંથી ઊઠતો મહાધ્વનિ હતો. અમે એ ધ્વનિ પકડી લીધો.

એનું એક સીધું પરિણામ મારા જીવન ઉપર તો એ થયું કે હું પરમ આશાવાદી અને પુરુષાર્થનો ઉપાસક બની ગયો. પરાજયમાં હું ભૂલ જોવા લાગ્યો. વિજય એ માણસનો જીવનમિત્ર જણાવા માંડ્યો. વિજય મેળવવા માટે જ માણસનો જન્મ છે એ સત્ય મને તો ગળથૂથીમાં, મારા પિતાએ 'વૃદ્ધ ચાણક્ય'નું નીતિપુસ્તક વંચાવીને આપ્યું જ હતું. એમાં આ નેપોલિયનનો, તમામ અશક્યતાઓનો ઇન્કાર કરતો, સિંહનાદ સંભળાયો. આજ દિવસ સુધી એમટનો નેપોલિયન એ મારો પુરુષાર્થનો શ્રેષ્ઠ અખંડ આદર્શ રહ્યો છે. શ્રી. કનૈયાલાલ મુનશીને ત્યાં મેં નેપોલિયનની એક સરસ કાંસપ્રતિમા જોઈ હતી એવું કાંઈક મને યાદ આવે છે. એમાં એ નરકેસરીની, ભાગ્યને આહ્વાન દેતી, વાંસે હાથ મૂકેલી જણાતી ભવ્ય પ્રતિમા હતી.

એ વખતે તો માર્શલ ને અને નેપોલિયનના વિખ્યાત સેનાપતિઓ, મહાભારતના રણયોદ્ધાની માફક અમને હમેશનો હમેશ જીવનરસ દઈ શકતા હતા. અને અમે ન જાણીએ તેવી રીતે અમારો જીવનપંથ ઘડી રહ્યા હતા. ત્યાં જે નાનકડા મંડળમાં હું ફરતો તેમાં પણ એમટનો નેપોલિયન દેવની માફક પૂજાતો. એક મિ. અમૃતલાલ એચ. વોરા કરીને ગૃહસ્થ હતા, તે એ વખતે હાઈકોર્ટ પ્લીડરની, ઘણું કરીને પરીક્ષાની તૈયારી કરતા હતા. આ પરીક્ષા પણી અઘરી ગણાતી. પાસ થનાર બહુ ઓછા

નીકળતા. વોરા એ માટે તૈયારી કરી રહ્યા હતા, વાત વાતમાં જ ખબર પડી કે એ પાસ થવાના જ છે; કારણ કે નેપોલિયનની પેઠે એ પણ કોઈ વસ્તુ અશક્ય ગણતા જ નહિ ! આ પ્રમાણે ધીમે ધીમે નેપોલિયન, હાનીબાલ, પરશુરામ, વિશ્વામિત્ર, કર્ણ, એકીલીઝ, સિકંદર, સમુદ્રગુપ્ત, ચાણક્ય એ મારાં માનસ પાત્રો બની રહ્યાં હતાં.

આ રેવાશંકરની કોટડી એક રીતે ભારે આનંદજનક હતી.

સવારમાં હું વહેલો ત્યાં પહોંચું ત્યાં રેવાશંકર આવી ગયેલ હોય. ખજૂર દાળિયા મગફળી કાઢીને એનાં ગુણગાન કરવાનું એણે શરૂ કર્યું હોય. એટલામાં એનો ભાઈ સવાઈલાલ આવે. એને વ્યાયામની પ્રીતિ હતી, અને મજબૂત સ્નાયુમાં શ્રદ્ધા હતી. એટલામાં નીચે એક મુનસફ રહેતા કલ્યાણજી વોરા, એને ત્યાં 'હેતુ' નામે કોઈ એમનો સગો રહેતો, તે પોતાની ભૂમિતિનાં ચિત્રો દોરતો આવે, જ્યારે જુઓ ત્યારે એ ભૂમિતિના કોયડા ઉકેલતો જ હોય, એટલો મથે એને ભૂમિતિનો રસ હતો. પડખેની ઓરડીમાં એ વખતે અભ્યાસ કરી રહેલા રતિલાલ દામોદર જોશી પણ આવી ચડે. અમારી વિદ્યાર્થીઓની મિજલસમાં એમને પણ રસ મળતો, કારણ કે એ સહકુટુંબ ત્યાં રહેતા, પણ હજી કામ શીખી રહ્યા હતા. એટલે અરધાપરધા તો વિદ્યાર્થી જ હતા; ઘઉંના દાણા લાવીને એ રેસવેની લાઈનો કરતા ત્યાં બેસે.

પછી અમારો નિત્યક્રમ શરૂ થાય. જો 'હેતુ' એ ભૂમિતિનું કોઈ અટપટું 'પ્રોબ્લેમ' મૂક્યું હોય તો તો

સૌ એમાં જ પડી જાય. નહિતર રેવાશંકરનો મેકસનોડી આવે કે એબટનો નેપોલિયન વંચાય. મેકોલેના ઈગ્લીશ અનુકરણમાં મેં ગુજરાતીમાં લખેલો કોઈ ઐતિહાસિક નિબંધ વંચાય કે પછી મારું એકાદ ખંડકાવ્ય પણ શરૂ થાય!

આ પ્રમાણે થોડો વખત ગાળ્યા પછી તરત માર્કર સાહેબ યાદ આવે!

માર્કર સાહેબની પાસેથી ફોર્મ લેવું એ હિમાલયના ડુંગરેથી કસ્તૂરી લાવવા જેવું હતું. એટલે તરત અમારી અભ્યાસવિમાલ-વધી પડે સૌ બોલ્યા વિના વાંચવા જ બેસી જાય. અગાશીમાં ભીંતને આધારે લાકડી ટેકવી, માથે લૂગડું ઢાંકી, 'રાવટી' જેવું કરી હું પણ એમાં બેસી જાઉં, તે છેક નિશાળટાણે એમાંથી નીકળું!

આમ વાંચતાં બહુ થાક લાગે ત્યારે શ્રી. રતિલાલનાં પત્ની કાશીબેન, માદરાં ગોદડાં સુકવવા અગાશીમાં આવ્યાં હોય, એનો એક નાનો છોકરો હતો એને જરાક રમાડી લઈએ! આમ મૅટ્રિક માટે ખરેખરાની તૈયારી આદરી.

પણ એવો કોઈ માનસિક નિયમ લાગે છે કે જેટલા જોરથી તમે તમારી કુદરતી વૃત્તિઓને દાબો એટલા જ જોરથી એનો પ્રત્યાઘાત પડે. આ પ્રમાણેની તૈયારી કરતાંમાં હું મારાં ખંડકાવ્યોને દાબી રહ્યો હતો. એટલે કોઈ કોઈ વખત એ ખંડકાવ્યો મને દાબી દેતાં. એવાં કાવ્યો રચવા માટે, રાજમહેલની પાછળ દરિયાકિનારે, માઈલોના માઈલો સુધી હું ફરવા ચાલ્યો જતો ને સમુદ્રનાં નીલાં ભૂરાં પાણી જોયા જ કરતો! ડુંગરની, દરિયાની, જંગલની

નદીની, કુદરતનાં એ તમામ રૂપોની માગ ઉપર એવી આકર્ષક મોહિની છે કે એમને જોતાં જ હું જીવનની તમામ વ્યવહારુ વાતો એક પળમાં ભૂલી જાઉં છું। અહીં દારકાં કરીને મને તો ત્યાં જ ધામા નાખવાનું મન થઈ આવે છે. એ તો પછી સારું છે કે પુસ્તકો, પ્રકાશકો, મિત્રો, વર્તમાનપત્રો, નવલકથાઓ, સઘળાં રાહ જોતાં હોય ને મહિનો થાય ત્યારે રેશનીંગ રાહ જોતું હોય, એટલે ગમે ત્યાંથી પાછા ફરી ફરીને ખીલે જ આવી જવાય છે. પણ કુદરતની ને કલાની મોહિની વિષે કાવ્યજ્ઞો જે કહે છે તેવું કાંઈક, મને લાગે છે, કોઈ કોઈ વખત મારા અંતરમાંથી ઊગી નીકળે છે।

પોરબંદરના નિવાસ દરમ્યાન પણ મેં જેતપુરમાં શરૂ કરેલાં ખંડકાવ્યો ચાલુ જ રાખ્યાં હતાં એ તો એક પ્રયત્નશીલ અભ્યાસીનો કાચો પ્રયોગ હતો.

એ બધા ખંડકાવ્યો ઉપર કલાપી અને કાન્ત અને નરસિંહરાવની છાયા સ્પષ્ટ છે. બીજા નવા પ્રકારોનું ખેડાણ પણ ચાલુ થયું હતુ. છતાં મને લાગે છે કે ગદ્યનું આકર્ષણ ધીમે ધીમે વધતું તો જતું હતું. એ વખતે વળી સરસ્વતીચંદ્રના જેવી ધૂન પણ લાગેલી. આ એક ગઝલ જેવું કાંઈક એ ધૂનનું પરિણામ જણાય છે.

'દુનિયા તણા નૃપનો બની હું, ભૂપતિ આજે ફરૂં,
સેવક નથી, નહિ સેવ્ય હું, નહિ રાજુ કોનાથી ડરૂં?
જંગલ વિષે બની જંગલી, વળી વસ્તીમાં રમતો ફરૂં,
હાલત ફકીરી હાલ છે *ફિકર તણી ફાકી કરૂં.

* પેલી પ્રસિદ્ધ ઉક્તિ.

'ફિકર સબકુ ખાત હૈ, ફિકર સબ કા પીર,
ફિકર કી ફાકી કરે, ઉસકા નામ ફકીર.'

ને આમાં ધ્વનિ છે.

મ્હારા મજનના તારમાં, નથી તાન આ ચાક વિશ્વનું,
એ તારના બસ તાનમાં, રમ્યું રૂપ મ્હારા નાથનું !
આલમ જણાવે મંત્ર કે, હેરાન છું હું મસ્તીમાં,
મ્હારે મન છે મસ્તીની, મઝનું જમે છે ઈશ્કમાં.
આશક બન્યો માશૂક જે સૌન્દર્ય જગમંદિર છે,
હરદમ 'વિહારી' શોધતો, આશક પ્રિય માશુકડી !

આમાં 'વિહારી' નામ આવે છે એ કાવ્યમાં ધારણ કરેલું નામ છે. વચ્ચે મેં થોડું 'પાગલ' નામથી પણ લખ્યું હતું. ગોંડલ તાલુકા સ્કૂલના માસ્તર બહેચરલાલ પટેલ, જે ગીતાના સારા અભ્યાસી હતા, અને કેટલાંક કાવ્યો લખતા, ખાસ કરીને એમનું વખણાયેલું કાવ્ય 'વીરસ,' એમણે ધારણ કરેલા 'વિહારી' નામનું આ અનુકરણ હતું.

એ વખતે પોરબંદરમાં નાનું સરખું સાહિત્યરસ લેનારાઓનું અમે જે મંડળ જમાવેલું તેમાં ઉમંગલાલ મોહનલાલ પોટા એ મારા ત્યાં નિકટના મિત્ર બન્યા હતા. એમણે મને સ્કોટની નવલકથાઓ તરફ દોર્યો. સ્કોટની ઘણી નવલકથાઓ મેં ત્યાં વાંચી અને છાનો વાર્તારસ જાગ્રત થયો. ઉમંગલાલે એક પત્રમિત્ર પણ શોધી આપ્યો હતો. અત્યારે બરાબર યાદ નથી, પણ ચીમનલાલ કરીને પાટણના કોઈ વિદ્યાર્થી કાવ્યો લખતા, ને એ કાવ્યો મને મોકલતા. હું પણ એમને મોકલતો એમનું એવું એક કાવ્ય મારી પાસે સચવાયેલું પડયું છે,

તે કલાપી શૈલીનું 'મૃતમાતા' એ નામનું છે.

એની શરૂઆત આમ હતી :

'વિત્યા દિનો અને માસો વર્ષો પાંચે વહી ગયાં,
તથાપિ હાય! આ હૈયું, ઝંખે કાં મૃત માતને!'

ચીમનલાલ ગાંધી ઉપર મેં કેટલાક પત્રો લખ્યા હતા. પછી એ પત્રધારાનો શી રીતે અંત આવી ગયો તે આજે યાદ નથી.

એ વખતે ગઝલના કાચા પ્રયોગો પણ ઠીક ઠીક પ્રમાણમાં કર્યા જણાય છે. એવો એક પ્રયોગ, આશ્ચર્યજનક રીતે, આજના શ્રીમંત ગરીબવાદનો કાંઈક ધ્વનિ પાડતો લાગે છે.

'શ્રીમંતોની સફાઈમાં, ગરીબોની ખુવારી છે,
ગરીબોની ખુવારીમાં, શ્રીમંતોની ખરાબી છે!
શ્રીમંતો માનતા પોતે, 'હમે તો બાદશાહજાદા,'
ગરીબોની ગરીબીમાં, શ્રીમંતોને ખુમારી છે!
હજારો દાખલા ટાંક્યા, તવારીખમાં બતાવું કે,
શ્રીમંતોએ ખુમારીથી, બધી દૌલત ગુમાવી છે!
છૂપાવ્યા વસ્ત્ર ધોળામાં, તમારાં જીગરો કાળાં,
જીગરમાં ફેલતો ફીટો, મુખે ગ્લાની છવાઈ છે!
મૂક્યું આરામ લેવાને, તમારે અંક જો માથું,
ઉડાવી માથું ધડથી ને, કતલ ખાસી ચલાવી છે!'

પાછળથી નવલિકા-તત્ત્વમાં આવતું ગરીબોની સમાજનું આકર્ષણ, ઘણા વિવેચકો માનવા પ્રેરાયા છે તેમ, રશિયન નવલિકાઓમાંથી નહિ, પણ પરિસ્થિતિમાંથી જ જન્મેલું તત્ત્વ હોય એમ આ ઉપરથી જોઈ શકાય તેમ છે. 'હમારો શબ્દકોશ' એમાં પણ એ જ વાત

દેખાય છે.

'અમારા કોશના શબ્દો, તમારા કોશથી ન્યારા,
તમારા શબ્દના અર્થો, અમારા અર્થથી જુદા.
તમારા કોશનાં પાનાં, બધાં મેં ફેરવી જોયાં
ન દીઠા 'દોસ્તદારી' કે 'સનમ' 'માશૂક'વા 'ખુદા.'

મીઠું મધ જેવું બોલીને, તમે તો ઝેર ધરનારા,
અમારે ખુલ્લું કહી દેવું, અમે ખુલ્લું જ કહેનારા !
તમે બાપુ ! રહીએ ધરવાં, જિગરમાં સ્નેહન મંત્રો,
પછી પયો હમારા ને તમારા, છે નહિ ન્યારા.'

આ પ્રમાણે પોરબંદરમાં હું મેટ્રિકનો અભ્યાસ આગળ વધારી રહ્યો હતો, પરંતુ એ વખતે મારે ત્યાં એક પુત્રી જન્મી ચૂકી હતી. તેનું નામ સંધ્યા. એનું જીવન અકાળે કરમાઈ ગયું. પણ એ સઘળો સમય, મારે એક કે બીજી રીતે કાંઈ ને કાંઈ પ્રવૃત્તિ કરીને થોડાઘણા રાહત પૈસા પણ મેળવી લેવા પડે તેમ હતું. હુ વીરપુર જતો આવતો ને ત્યાંથી મારા પિતા થોડો વખત ઉમરાળી રહેવા ગયેલા એટલે ત્યાં પણ જતો. વીરપુર ઊતરીને બીજે દિવસે હું ઉમરાળી ચાલ્યો જાઉં!

આ ઉમરાળી જતાં વચ્ચે એક ઘાસનું ઘણું મોટું બીડ આવે છે. રસ્તો એ બીડમાં જ ચાલે છે. ચોમાસું તાજું હોય તો દિવાળી ઉપર માથાપૂર ખેતના ઘાસમાં કેડી ચાલી જાય ને નજર પહોંચે ત્યાં સુધી લીલાં પીળાં ઘાસ ડોલતાં ફરતાં હોય ! પડખેની કોઈ કોઈ ટેકરી ઉપરથી રબારી દુહા બોલતો હોય ને આઘેના કોઈ ડુંગરે એનો પ્રતિધ્વનિ પડતો હોય! આજ એ દેખાવ સંભારીને

આપણા જુવાન કવિ ઉમાશંકરે હમણાં પોલંડના ઘાસ બીડનું વર્ણન કર્યું છે એ સાંભરી આવે છે! દેશ દેશના પ્રકૃતિસૌન્દર્યે કવિઆત્માને કેવો સમાન આનંદહીંડોળ આપ્યો છે! આપણા દેશની સુંદરતાને આ દૃષ્ટિથી જોનારા સુલભ આત્માઓ ઘણા ઓછા છે એ ખોટ સાલે તેવી છે.

આ ઉમરાળીએ હું જ્યારે જ્યારે જતો, ત્યારે ત્યારે આ ઘાસબીડની કેડી એ મારો એક અનોખો આનંદ થઈ જતો!

મેટ્રિકની બીજી ટર્મમાં મેં ઘણું કરીને રેવાશંકરની કોટડી છોડી દીધી હોય એમ જણાય છે.

એક નાનો સરખો ગેરસમજણનો પ્રસંગ બન્યો હોય ને એને પરિણામે આ થયું હોય તો નવાઈ નહિ!

વાત એમ હતી કે હું પૈસાની ખેંચમાં હતો જ.

મેટ્રિકના વિદ્યાર્થીઓને પાંચ વાગ્યા પછી ક્રિકેટમાં રોકવાનું મરજિયાત હતું. એ નિયમનો લાભ લઈ હું વહેલો જ ઘેર પહોંચી જતો. આ પ્રમાણે મને સાંજે એક કલાક લગભગ, આરામનો મળી રહેતો.

આ આરામનો વખત કાંઈક ઉપયોગી થાય એવો હું વિચાર કરી રહ્યો હતો. એવામાં ત્યાં મિ. પંથકી કરીને પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ આવેલા.

એમને પોતાનાં બાળકો માટે કોઈ–વિદ્યાર્થી શિક્ષક જોઈતો હતો. એમણે એ વાત હાઈસ્કૂલના એક શિક્ષકને કરેલી. એ શિક્ષકે મને બોલાવ્યો.

શિક્ષકે મને કહ્યું કે, 'પંથકી સાહેબને એક માસ્તર જોઈએ છીએ. કોકટરને ફાવે તો કહેજો.'

હવે આ વાત સમજમાં પ્રમાણિક ભૂલ થઈ.

એમના મનને કે રેવાશંકરની સાથે જ આ વાંચે છે, એટલે આને કહ્યું હોય તો ઠીક. રેવાશંકરને એની બોલવાની શૈલી તેમજ એના પિતા ડૉકટર એટલે નિશાળમાં 'કેમ ડૉક્ટર!' એમ કહીને બોલાવવાનું સાધારણ હતું.

આ પ્રમાણે જ્યારે એ એના મનથી, મને રેવાશંકર વિષે વાત કરી રહ્યા હતા, ત્યારે હું મારા મનમાં અજાણતાં જ, એ વાતને બીજી રીતે સમજી રહ્યો હતો!

મારા કાકાનો દીકરો ત્રિભુવન સિકરથમાં હતો. એનું ઘરઆંગણાનું કુટુંબ હુલામણું નામ પણ 'ડૉક્ટર' હતું. અમે એને 'ડૉક્ટર' જ કહેતા. વાત વાતમાં પણ કાં ડૉક્ટર? એમ જ બોલાઈ જતું. એટલે હું એમ સમજી રહ્યો હતો કે આ વાત ત્રિભુવન વિષેની જ મને કહે છે. મેં જવાબ આપ્યો કે, 'સારું, હું પૂછી જોઈશ!'

એમણે કહ્યું કે 'પછી મને જવાબ દેજો!'

આ વાત આ રીતે પ્રમાણિકપણે જ એકબીજા જુદી જુદી રીતે સમજ્યા હતા. એમના મનથી એમણે રેવાશંકરને કહેવાની વાત મને કહી હતી. મારા મનથી હું ડૉક્ટર એટલે મારા કાકાના દીકરા ત્રિભુવન વિષેની વાત સમજ્યો હતો.

સાંજે મેં કાકાને ને ત્રિભુવનને વાત કરી કે પંથકી સાહેબને એક માસ્તર જોઈએ છે. ને ત્રિભુવનને કહેવાનું મને માસ્તરે કહ્યું છે. એટલે ત્રિભુવનને જવું હોય તો એને 'ટ્યુશન' મળે.

કાકાએ કહ્યું કે ત્રિભુવનનો એમાં ગજ નહિ વાગે.

છઠ્ઠી ચોપડી પોતે ભણે એવાને કોઈ ન રાખે, માટે તું પહોંચી જા.'

મેં કીધું 'સારું. કાલે માસ્તરને કહી જોઈશું!' કાકા કહે કે 'જો, એક રાતમાં તો રામચંદ્રે રાજ ખોયું હતું. તું અત્યારે રાતે ને રાતે પંથકી સાહેબને બંગલે પહોંચી જા. ત્રિભુવનને કહેવાનું હતું તે તેં કહી દીધું છે. ત્રિભુવનને નથી જવું એમ તું કાલે એને કહી દેજે!'

આ વખતે પણ ડૉક્ટર નામથી કોઈ બીજાનો નિર્દેશ થયો હશે એવી લેશ પણ શંકા મારા મનમાં આવી ન હતી. કારણ કે ત્રિભુવનનું ડૉક્ટર નામ મારા સમજમાં તો છેક બાળપણથી ઘર કરી રહ્યું હતું!

મેં કાકાને કહ્યું: 'પણ પંથકી સાહેબ આપણને ઓળખતા નથી!'

કાકા કહે: 'અરે! એમાં ઓળખવાનું શું કામ છે? જઈને આપવી ચીઠી. સલામ કરીને ઊભું રહેવું! આ અમે રાણાસાહેબ પાસેથી એવી રીતે નોકરી લીધી છે ને!'

મને વાત ઠીક લાગી. વિજય મેળવી લેવાનું પ્રોત્સાહન આવ્યું. રાતે ને રાતે હું તો પંથકી સાહેબને બંગલે પહોંચી ગયો.

પંથકી સાહેબ તો સમજ્યા કે જે માણસ માટે એણે માસ્તરને વાત કરી હતી, એ માણસ આવ્યો છે. એટલે એમણે મારી સાથે વાતચીત કરી. 'કેખુશરો'ને 'મહેરબાનુ' એમનાં બે બાળકો પણ, નવા માસ્તરને જોવા માટે દોડતાં આવ્યાં. વાતચીતમાં પંથકી સાહેબને

ઠીક લાગ્યું. એટલે એમણે માસિક સાત રૂપિયાથી મને એ જ વખતે રાખી લીધો! મારે સાંજે એક કલાક જવાનું હતું.

આ પ્રમાણે એક બે દિવસ હું ગયો પણ ખરો.

પેલા શિક્ષક મને મળ્યા. મને પૂછ્યું: 'કેમ ડૉક્ટરને પછી તેં વાત ન કરી!'

મેં કહ્યું: 'ડૉક્ટરને જવું નથી!'

'કેમ, કેમ!'

મેં કહ્યું: 'એનો વિચાર લાગતો નથી!'

'ત્યારે!'

'હું ત્યાં જાઉં છું!'

'હાં... એમ કહું! શું આપે છે તને? કોણે તારી વાત કરી?'

મેં કહ્યું: 'હું પોતે જ ગયો હતો.'

એના મનમાં એક શંકા બેસી ગઈ. મેં આને વાત કરી એનો આણે લાભ લીધો છે ને ડૉક્ટરને અંધારામાં રાખ્યો લાગે છે!

રેવાશંકરને પૂછતાં એણે કહ્યું કે મને તો કોઈએ વાત જ કરી નથી!

હવે તો એ શંકા જડબેસલાખ થઈ ગઈ. એમણે મને બોલાવીને કહ્યું: 'અલ્યા! તેં તો ડૉક્ટરને વાત પણ ન કરી! તારે વાત તો કરવી'તી!'

મેં કહ્યું: 'મેં તો વાત કરી'તી!'

પડખેની ઓરડીમાંથી જ રેવાશંકર નીકળ્યો: માસ્તરે કહ્યું: 'ડૉક્ટર તો કહે છે કે નથી કરી!'

મને હવે સમજાયું, કે માસ્તર આ ડૉક્ટર વિષે કહી રહ્યા હતા. મેં તરત કહ્યું કે 'સાહેબ! હું તો અમારા ડૉક્ટર–ત્રિભુવનને પણ અમે ડૉક્ટર કહીએ છીએ—એ વિષે સમજ્યો હતો!'

પણ એમના દિલમાં મારી લુચ્ચાઈની જાણે કે ગાંઠ વળી ગઈ. વધારે સમજણ આપો તો વધારે મજબૂત થાય એવી એ ગાંઠ પડી ગઈ. મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ ફોગટ!

આ ઉદાહરણ બરાબર મને યાદ છે, હેતુ નહિ છતાં એમાં જે ગેરસમજણ હતી તેણે મને પક્કો ઠરાવ્યો. જ્યારે સાચી રીતે હું કેવળ સમજફેરનું કામ કરી રહ્યો હતો!

પણ આવા બીજા ઘણા પ્રસંગો ત્યાર પછી તો મારા જીવનમાં આવી ગયા છે. એ ઉપરથી એક જ વાત યાદ રાખવા જેવી લાગી છે. ઘણી વખત આપણે માનીએ છીએ એટલી બધી ક્ષુલ્લકતા માણસમાં હોતી નથી. સમજફેર ને અજ્ઞાન પણ ઓછાં નિયામક નથી હોતાં.

આ વાત આંહીં આવી છે ત્યારે આવી જ એક આશ્ચર્યજનક સ્વપ્નની વાત પણ સાથે સાથે આંહીં આપી દેવાનું મન થાય છે! જો કે આ વાત તો વર્ષો પછીની છે.

એક વખત હું સીમલામાં હતો. ઠંડી હવા, પર્વતોની મનોહર હારાવલિ, નચિંત જેવું જીવન અને પહેલો જ પ્રવાસ એટલે મનમાં આનંદ પણ હતો. રાતે બેઠા કારકુન સાથે ગપ્પાં મારતા હતા, અને હિમાલયના પહાડી સૌન્દર્યની વાત કરી રહ્યા હતા. એમાં કોઈ પ્રાણીની વાત પણ થઈ હશે. ત્યાર પછી તો અમે સૌ નિરાંતે

સૂઈ ગયા.

મારાથી થોડે દૂર સેક્રેટરીનો ખાટલો હતો. એનું નામ ઝવેરચંદ. એક બીજા શિક્ષક હતા. પણ એ તો અંદરની ઓરડીમાં બારણું વાસીને સૂતા હતા.

રાતે એવું બન્યું કે અમને બન્નેને એક સાથે સ્વપ્ન આવ્યું!

ઝવેરચંદને સ્વપ્ન આવ્યું કે કોઈ ચોર અંદર પેઠો છે ને જોશીના ખાટલા ઉપર એને દબાવી રહ્યો છે!

મને સ્વપ્ન આવ્યું કે કોઈ રીંછ અંદર આવ્યું છે ને ઝવેરચંદનો પગ પકડ્યો છે!

હવે આ બન્નેનાં સ્વપ્નસત્યને મદદ કરનાર એક ત્રીજી વસ્તુ અકસ્માત એ સમયે જ ત્યાં બની. ત્રીજા ભાઈ જે નીચે જમીન ઉપર સૂતેલા તે ઊંઘમાં કાંઈક અવાજ કરે!

આ ઉપરથી ઝવેરચંદને પોતાનું સ્વપ્ન તે સત્ય જ જણાવા માંડ્યું! પોતાના સ્વપ્નમાંથી જરાક આંખ ઊઘડતાં, એ ભ્રમમાં, ને ભ્રમમાં એણે તરત મને મદદ કરવા માટે, મારા ખાટલા ઉપર આવીને પડતું જ મૂક્યું!

એટલે મારું સ્વપ્ન મને સાચું જણાયું! મને લાગ્યું કે રીંછ, ઝવેરચંદને ઉપાડીને મારા ઉપર ધસ્યું છે!

અમે બન્ને અંધારામાં એકબીજાની સામે હોંકારા કરી રહ્યા. એના મનથી એ ચોરને પડકારતો હતો. મારા મનથી હું રીંછને આઘું કરવા મથી રહ્યો હતો!

સદ્‌ભાગ્યે પડખેનું બારણું તરત ઊઘડ્યું ને 'લાઈટ' થઈ!

પછી તો આ પોતપોતાની શ્રમણકથા સાંભળીને એટલું હસ્યા કે બીજે દિવસે રસોયાને ડર લાગ્યો, એટલે એણે પહેલેથી જ થાળીમાં વધારે રોટલી મૂકી દીધી!

આપણે આતવારે ને છાશવારે જ્યારે સત્યની ઉપાસનાનો ને પોતાની શુદ્ધબુદ્ધિનો મહિમા માઈએ છીએ ત્યારે એક વસ્તુ ભૂલી જઈએ છીએ. સત્યનું પટ અસંખ્ય થીગડાઓમાંથી ઊભું થાય છે, ને દરેક માણસ-મહાનમાં મહાન માણસ પણ-પોતાનું એક નાનકડું થીગડું માંડ આપી શકે છે! કોઈએ આપેલું સત્ય એ આખું સત્ય હોઈ શકે જ નહિ. જો કે અહીં તો એક રમૂજી આડકથા લેખે આ આપેલ છે, પણ એમાંથી આ વસ્તુ મળે તેમ છે.

પોરબંદરમાં હેડમાસ્તર માર્કર સાહેબ અંગ્રેજીના તો અદ્ભુત શિક્ષક હતા. એમની સમજાવટ એટલી સરસ કે અઘરામાં અઘરી વસ્તુ એમની પાસે આવતાં સહેલામાં સહેલી થઈ જતી! રેવાશંકરની કોટડી મેં છોડી દીધી, પછી હું ડૉક્ટર વજેશંકરને ત્યાં વાંચવા જતો. ડૉક્ટર સાહેબ પોતે પણ 'એબટ'ના નેપોલિયનના શોખીન હતા. વાચનમાં અદ્યતન રહેતા. વ્યવહાર પરત્વે કાંઈક ઉદાસીન પણ હતા. મને અને દેવશંકરને 'આગળ ધસો'ની રસાયન માત્રા એમણે ઠીક પ્રમાણમાં આપી હતી. અમારું અંગ્રેજી એ સુધારતા. સાદામાં સાદી ભાષામાં શી રીતે સુઘાટ લખવું એ વિષે વારવાર પોતે આગ્રહપૂર્વક સૂચનાઓ આપતા.

હું અને દેવશંકર એ વખતે ઘણી મહેનત કરી રહ્યા હતા. મારે પાસ થયે જ છૂટકો હતો. પાસ ન થવાય તો આગળ વધવાનું અશક્ય હતું, એટલું જ નહિ, બીજી

વખત મેટ્રિકમાં અવાય એ પણ અશક્ય હતું. પાસ થવું હોય તો આ પહેલી જ વખતે અથવા કોઈ દિવસ નહિ એ જાતની ભવિષ્યવાણી માગ્ ઉપર લટકતી હતી.

દેવશંકરને એટલો વાંધો ન હતો. પણ પાસ તો થવું જ જોઈએ. પરાજય કેવળ અશક્તો માટે છે, એ નેપોલિયન-વાણીનો ટંકારવ એને પણ સ્પર્શી ગયો હતો.

રસ્તો સરળ કરી દીધો ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો ન હતો ! એ મદદ કરનારા જુદા જુદા નીકળી પડ્યા. જે દિશામાંથી મદદની આશા પણ નહિ—એવા દક્ષિણી-ભાઈ એએ પણ, કેવળ મારી વિદ્યા પ્રીતિથી દોરાઈને સ્વાપી મદદ આપી દીધી હતી. આજે એ નોંધ લેતાં એ બન્ને સજ્જનો પ્રોફે. મહાદેવ જોશી, અને તે વખતના જૂનાગઢના રાજકર્મચારી તાંબ સાહેબ—એમને મારું અંતઃકરણ પ્રેમથી સંભાર્યા વિના રહી શકતું નથી.

એમ તો વીરપુર ઠાકોર સુરાજી અને એક વખતના અમારા માસ્તર ને પાછળથી બીલખામાં દિવાન થયા તે જેઠાલાલ શંકરલાલ રાવળ, એમણે પણ થોડી ઘણી મદદ કરેલી. પણ એ મને ઓળખતા હતા. આ બન્ને સજ્જનો તો વિના ઓળખાણે મદદે આવેલા. અને એમાં તાંબે સાહેબે તો નિયમ રાખેલો કે એમના ઘણાં કરીને આઠસોના

મહત્ત્વાકાંક્ષાનાં બીજાંકુર મૂકનાર તો ડૉ. વજેશંકર હતા.

એ કરતાં પણ એમનું એક મોટું ઋણ મારા ઉપર એ હતું કે મેટ્રીક પાસ થયા પછી, મારે માટે તો અંધકાર જ નિર્માયો હતો. મારે માટે આગળ વધવાનું શક્ય જ ન હતું. એ છતાં ડૉ. વજેશંકરે મને પ્રોત્સાહન આપ્યું હતું એમ સાંભરે છે. એમણે કહ્યું હતું કે પ્રયત્ન કરનારને કાંઈ ને કાંઈ પાધરું પડી જ જાય છે. એ ઉપરથી મને સુખ એવું મન થયું કે જો મેટ્રીક થવાય તો આપણે પ્રયત્ન તો કરવો. પછી થવું-હોય એ થાય. પણ સામાન્ય રીતે મેટ્રીક એ મારું અંતિમ ધ્યેય હતું.

પણ એ વખતે કાઠિયાવાડમાં, જે વાણિયા કે નાગરને પેટે જન્મ્યા ન હતા, એ સઘળા પશુંઓ ગણાતાં. આજ એમાં કેટલો ફેરફાર થયો છે એ કાંઈ ખબર નથી. પણ એમાં ફેરફાર થવાની શક્યતા, આપણા કેવળ જ્ઞાતિમાં જ શક્તિ માનતા માનસમાં, એકદમ પ્રવેશે એ એક કોયડા જેવી વાત છે. એટલે મારા મનમાં ઊંડે ઊંડે ભય તો હતો કે કદાચ ફીમાં મળે, કદાચ પાસ થવાય, પણ કદાપિ કોઈ પણ સ્કોલરશીપની મદદ કરે ને કોલેજમાં જવાય એ ' ન ભૂતો ન ભવિષ્યતિ 'ની વાત હતી. રાજ સિવાય બીજું કોણ સ્કોલરશીપ આપે ? ને ત્યાં તો બધે નાગરવાણિયાની ઓળંગ ચોકી બેઠી હતી. અને રાજાઓને પોતાને તો કોઈ અન્ત્યજનંને સાંભળવાના કાન જ ક્યારે અને ક્યાં હતા ?

પણ આગળ ઉપર એક ચમત્કાર થયો. અને કાઠિયાવાડના તમામ હલકટ મુત્સદ્દીઓની, કોઈ ને પણ વિદ્યામાં મદદ ન આપવાની રાજનીતિને, ઉંધે કાંધ નાખીને, કુદરતે

રસ્તો સરળ કરી દીધો ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો ન હતો. એ મદદ કરનારા જુદા જુદા નીકળી પડ્યા. જે દિશામાંથી મદદની આશા પણ નહિ—એવા દક્ષિણી-ભાઈઓએ પણ, કેવળ મારી વિદ્યા પ્રીતિથી દોરાઈને સ્વાયી મદદ આપી દીધી હતી. આજે એ નોંધ લેતાં એ બન્ને સજ્જનો પ્રોફે. મહાદેવ જોશી, અને તે વખતના જૂનાગઢના રાજકર્મચારી તાંમ સાહેબ—એમને મારું અંતઃકરણ પ્રેમથી સંભાર્યા વિના રહી શકતું નથી.

એમ તો વીરપુર. ઠાકોર સુરાજી અને એક વખતના અમારા માસ્તર ને પાછળથી બીલખામાં દિવાન થયા. તે જેઠાલાલ શંકરલાલ રાવળ, એમણે પણ થોડી ઘણી મદદ કરેલી. પણ એ મને ઓળખતા હતા. આ બન્ને સજ્જનો તો. વિના ઓળખાણે મદદે આવેલા. અને એમાં તાંમે સાહેબે તો નિયમ રાખેલો કે એમના ઘણું કરીને આઠસોના પગારમાંથી પાંચસો આ પ્રમાણે મદદમાં જતા ! અને તે પણ કોઈ જાતના નાત પ્રાંતના. ભેદ વિના ! એમને ત્યાંથી ઓછામાં ઓછા સો એક વિદ્યાર્થીઓ મદદ મેળવતા. તેમાં નેવું તો ગુજરાતી હશે ! આટલી બધી એમનામાં કેવળ વિદ્યા પ્રીતિ હતી.

દેવશંકર ને હું પોરબંદરમાં એ વખતે સોમેશ્વર મહાદેવના મંદિરમાં દિવસે વાંચતા બેસતા. પ્રિલિમિનરી હજી થવાની હતી. એક પણ વિષયમાં એક પણ માર્ક ઘટે તો માઈરસાહેબ ફોર્મ આપે એ વાત તદ્દન અશક્ય. એ નાનકડા પારસી દેહની સીધી રહેણીકરણીની કડકાઈ પાસે ભલભલાનો ગજ વાગે તેમ ન હતો. ત્યાં એ વખતે

પોરબંદરમાં એડમીનીસ્ટ્રેટર તરીકે આવેલા હડાળા દરબાર વાજસુરવાળાના અંગત મિત્ર ને ખાનગી કારભારી જેવા સંચિતના એક પુત્રને એમણે જરાક માટે ફોર્મ આપવાની ના પાડી હતી. ને કોઇની લાગવગે માર્કર સાહેબ ડગ્યા ન હતા. પોરબંદરની હાઇસ્કૂલમાં મેટ્રીકમાં મૂળે છોકરા જ વીશ કે પચીસ. એટલે એમાં જરાક જેટલી પણ કચાશ હોય તો એ વર્ગમાં દ્વિગુણીત થઈ રહેતી. કાકાએ પણ કહ્યું હતું કે આપણે આ માર્કરસાહેબના ઘરથી ત્રણ ઓરડા આધે રહીએ છીએ એ ખરું, પણ એ જો એક વખત 'ના'નું ડોકું ધૂણાવશે, તો એ 'ના'ની પછી 'હા' નહિ થાય!

અને અમને પણ એ અનુભવ હતો. એટલે દેવશંકર ને હું બન્ને ઘણી સખ્ત તૈયારી કરતા હતા. ગોખલેના પાંચસોએ પાંચસો દાખલા ગણી કાઢ્યા હતા. એવી જ તૈયારી અંગ્રેજીની હતી. રાતના બાર સામાન્ય હતા. ને બે વાગે અમે વાંચતા હોઇએ એવા દિવસો પણ ઘણા. પણ એ બધી તૈયારીનો અમને જે થાક ચડતો તેમાંથી આરામ લેવા, મંદિરમાં, આજ તો હસવું આવે છે એવી એક વિચિત્ર રમ્મત અમે શોધી કાઢેલી.

મંદિરની પરસાળમાં ઘણી ઠંડી રહેતી. ઝાડની ઘટાથી છાંયો પણ ઠીક રહેતો. એટલે ત્યાં કાંકરની પીગી મોટી માખોના પૂડા જામતા. પૂજારીની એક ખજુરીની સાવરણી ત્યાં બહાર પડી રહેતી. વાંચી વાંચીને થાકી જઇએ ત્યારે અમારામાંથી એક જણો ગુપચુપ ઉઠે. બીજાએ કેટલું વાંચ્યું છે એ જાણવાની તાલાવેલી બહુ

રહેતી. પણ એક ખૂણેથી ઊડે, ત્યાં જ બીજો વાંચનારો પોતાની ચોપડી જ બંધ કરી દે. દેવશંકરની ગણના હોશિયાર વિદ્યાર્થીઓમાં હતી, તેમ જરાક જાડી બુદ્ધિવાળા ગોપાલણદાસમાં પણ હતી. જોકે એ તો એ પુસ્તકને આધારે ઘણું બોલવાનો પ્રયત્ન કરે, એમાંથી ઊભી થયેલી માન્યતાને લીધે પણ હોવાનો વધુ સંભવ હતો. આ પ્રમાણે બીજાએ શું વાંચ્યું ને કેટલું વાંચ્યું એનો પત્તો ન મળે, એટલે જેને નિરાશા મળે તે સાવચેતી લઈને કાંકરની માખીના પૂડા ઉપર હુમલો કરે! માખીઓ ઊડે એટલે બન્નેને ભાગવું પડે ને વાંચવું વાંચવાને ઠેકાણે રહી જાય! આ પ્રમાણે બે ત્રણ વખત દિવસમાં થાય થાય ને થાય. એ અમારી જાણે કે, ત્રણ ચાર વાગ્યાની નિયમિત ચા થઈ પડી! માખીઓ થોડીક મરતી પણ ખરી, પરંતુ અમને મળેલી એટલી તાજગીથી પાછું કામમાં ચિત્ત ચોંટી જતું.

સદ્ભાગ્યે કોઈ વખતે માખી કરડી હોય એ સાંભરતું નથી. બાકી જો કરડી હોત તો એ પૂરા વૈરથી જ વળગી રહેત, એવો આ અમારો ધંધો હતો. ને એમ થાત તો પંદરેક દિવસનો ખાટલો મળત!

મધમાખીઓએ એક વખત અમને સૌને હેરાન કર્યા હતા એવી એક વાત આના અનુસંધાનમાં યાદ આવી જાય છે. અમે પાટણ ગયેલા. ત્યારે ત્યાં ગામ બહાર બંગલામાં ઉતારો હતો ને વિશાળ બગીચાનો ઠંડો પવન લેતા પંખા નીચે બેઠા હતા. બપોરનો પાટણનો ધીમ તડકો હતો. હમણાં જ ટપાગાડીમાંથી ઉતરીને નિરાંત

કરી રહ્યા હતા. ત્યાં કોણ જાણે શું થયું તે એકદમ આખો ઓરડો માખીઓના લશ્કરથી ભરાઈ ગયો ! ને માખીઓ તો મંડી એક પછી એક ચોંટવા. બારીમાંથી બારણામાંથી જેને જેમ ઠીક પડ્યું તેમ દોડી દોડીને ભાગવા માંડ્યા. કોઈક અનુભવી માણસે હાકલ કરી કે હાથ હલાવ્યા વિના શાંત રીતે ચાલતા જ રહો ને માથા ઉપર રૂમાલ કે કંઈક નાખી દો. નહિતર ટોળું કેડો નહિ છોડે !

દરેક જણ જુદી જુદી દિશામાં ભાગી ગયા. ત્યારે એકાદ કલાકે એ તોફાન માંડ શમ્યું.

પાછળથી ખબર પડી કે ગાડીવાળો ઘોડાને ખડ ખવરાવતો હતો ત્યારે એણે બીડી સળગાવી. ઉપર જ છતમાં મધમાખીનો પૂડો. એને ધુમાડો પહોંચ્યો ને એમાંથી આ તોફાન શરૂ થયું.

ગાડીવાળાનો ઘોડો તો એવો ભાગ્યો કે એની ગાડી સાજી રહી કે શું થયું તેનો કંઈ પત્તો જ મળ્યો નહિ.

નર્મદા નદીમાં આ પ્રમાણે ખીજવેલી મધમાખીઓના ટોળાએ એક છોકરાનો પાણીમાં જીવ લઈ લીધો હતો. જેવો પાણીમાંથી ડોકું બહાર કાઢે કે તરત ચોંટી પડે. એમ ને એમ એને ડુબાડી દીધો !

જબલપુરના ભેડાઘાટ પાસે નર્મદા જળકિનારે એવડા મોટા માખીના પૂડા બાઝેલા છે કે એ શી રીતે રહેતા હશે એ નવાઈની વાત લાગે.

ત્યાં હોડીમાં ફરવા ગયા, ત્યારે હોડીવાળાએ પહેલી

સૂચના એ કરી કે, જરા પણ અવાજ કરતા નહિ. આ માખીઓ ભયંકર છે.

એ જ મધમાખીઓને કેળવીને એમાંથી તો અમૃત લેનારા દેશો પણ પડયા છે. કેળવેલી મધમાખી હાથ ઉપર નિરાંતે બેઠી રહે છે. એવી કેળવેલી મધમાખીઓનું મધ પણ ઘણું સ્વચ્છ બને છે. જો કે મેં એક વખત જોયું હતું તેમ, આ મધમાખીઓને ખાંડ કે એવા પદાર્થ ઉપર રાખીને, ઝડપી ઉત્પાદન કરવામાં આવે તો એ મધ કદાચ ઓછું ગુણકારી થતું હોય, પણ આપણા દેશમાં એ એક ઉદ્યોગની–ખાસ કરીને કાઠિયાવાડમાં–શક્યતા રહેલી છે. નીલગીરીનાં જંગલો તો આવા મધપૂડાઓનાં ધામ બની ગયેલ છે. ગીરનારમાં એ શક્યતા છે. આવી રીતે દૂધ ઘી ને મધની નદીઓ રેલાવવાનું કામ થાય તો જનતાનું સામર્થ્ય પણ વધે.

આ પ્રમાણે જ્યારે અમે બંને જણા આ માખીઓના ખેલમાં પડયા હતા ત્યારે કોને ખબર હતી કે ભવિષ્યનાં વર્ષો શું શું છૂપાવી રહ્યાં છે? અંતે અમે જેની આતુરતાથી રાહ જોતા હતા તે પ્રિલિમિનરી પણ આવી પહોંચી

જે દિવસે પરિણામ આવવાનું હતું તે દિવસે દસ વાગ્યાથી જ ભાવસિંહજી હાઈસ્કુલના કમ્પાઉન્ડમાં અમે સૌ ટોળે વળીને ઊભા રહી ગયા હતા. પરિણામની વિચિત્રતાનો પુરેપુરો ખ્યાલ છતાં, જેમને ખાત્રી જ હતી એ તો ફોર્મના પૈસા લઈને આવ્યા હતા. મારી પાસે પૈસા ન હતા.

પરિણામ આવ્યું. પાટિયા ઉપર નામ દેખાયું. મને જાણે સ્વર્ગ નજીક આવતું જણાયું. એકદમ ઘેર દોડયો. ઘેર કાકાની ચિંતાનો પાર ન હતો. બે વરસ સુધી જેને જાળવ્યો એની આ છેલ્લી કસોટી પાર પડે તો જ વાત પાર પડી કહેવાય, નહિતર તો દળી દળીને ઢાંકણીમાં એવું થાય. હું દોડતો આવ્યો અને એ વાત પામી ગયા 'શાબાશ ! લીધું' નાં ! જીવરામ બાપાના મોળા ન હોય ! એમણે એમની શૈલી પ્રમાણે ઉત્સાહ દર્શાવ્યો.

ફોર્મ મળ્યા પછી જ આકરી તાવણી હતી.

મારે તો ઓળખાણમાં ઓળખાણ એક આ દેવશંકરની. એટલે પરીક્ષા આપવા અમદાવાદ જવું એ પણ એક મોટો કોયડો હતો. ને અમદાવાદ વિના બીજે ક્યાંય પરીક્ષા મળે નહિ ! અમદાવાદમાં ઉતરવાનું ઠેકાણું નહિ ને કોઈ ઓળખાણ મળે નહિ ! દેવશંકરના કાકાએ અમદાવાદમાં બંદોબસ્ત કરેલો.

એટલે છેવટે દેવશંકર સાથે પરીક્ષા આપવા માટે હું પોરબંદરથી ઉપડયો. તે પહેલાં હું પંચકી સાહેબને મળી આવ્યો. એમના 'ટયુશન'નો ઠીક આધાર મને મળ્યો હતો. એમણે એક સુંદર સર્ટિફિકેટ મને આપ્યું.

અમદાવાદ સુધીની એ મારી પહેલી લાંબી મુસાફરી હતી. વઢવાણથી દેવશંકરના કાકા ડૉ. ગૌરીશંકર ઘોલાધર અમારી સાથે આવવાના હતા. જ્યાં દેવશંકર ઉતરે ત્યાં જ મારે ઉતરવું એમ નક્કી કર્યું. આ એના કાકા વિષે અમને પોરબંદરથી જ ડોકટર સાહેબ વજેશંકરભાઈએ કેટલીક રીતે તૈયાર કર્યા હતા: મોટું ઉંચું 'મીલીટરી' કદા-

વર શરીર, પડછંદ દેખાવ ને ઘેરો તદુરસ્તી ભર્યો મોટો અવાજ અને હસમુખો વાતોડિયો સ્વભાવ. ડૉ. વજેશંકર એક રીતે વેરાગી સ્વભાવના હતા. ઓછામા ઓછુ બોલે. સ્વભાવમા પુરુષાર્થની શ્રદ્ધા છતાં કાંઈક નિરાશા ખરી. પણ આ એમના ભાઈ એ તો લશ્કરી માણસ નીકળ્યા. આનદી ને મુશ્કેલી માત્રને રોળી ટોળી નાખનારા !

એમને લીધે અમારી અમદાવાદ ઉતરવા રહેવાની બધી મુસ્કેલીઓ તરત દૂર થઈ ગઈ.

અમે અમદાવાદમાં મોટી હમામની પોળમાં ઉતર્યા. ડૉક્ટર સાહેબની પીછાનવાળા પટેલ ભોગીલાલ તથા ઈશ્વરલાલ એમને ત્યાં મૂકામ કર્યો એ વખતે અમદાવાદમાં બસ નહિ ગાડી વાળા તો ચીરી નાખે ના ? એટલે ગુજરાત કોલેજના તણુમા પહોંચી જવા માટે નવ વાગે નીકળી જતા. એમને ત્યાં ઉતર્યા હતા તે પૂરેપૂરા સજ્જન નીકળ્યા. એમણે ત્રણે દિવસ એક મીનીટનુ પણ મોડુ થવા દીધું નહિ। અને આગતા સ્વાગતા પણ બહુ સુંદર રીતે કરી!

આ મેટ્રીકનો મહિમા આજના કરતાં એક હજાર ગણો વધારે તે વખતે હતો અમારા વીરપુરમાં એક ફોજદાર હતા દયારામભાઈ એનું નામ. એના ચિરંજીવી અમૃતલાલે ત્યાંથી મેટ્રીકમાં બેસવાનું પહેલું સાહસ કર્યું હતું ! અને એક પછી એક એમ ત્રણ વરસ સુધી ઉપરા ઉપરી નાપાસ થયા હતા. ત્યારથી જ આખા ગામમા એક માન્યતા આવી ગઈ હતી કે મેટ્રીકમાં કોઈ પાસ થાય જ નહિ !

વળી અમારી પછાત જ્ઞાતિમા તો એવો પણ એક વહેમ હતો કે, એમાં મેટ્રીકમાં પાસ કોઈ જ ન હોય ! એ

તો પરીક્ષામાં બેસે કે તંબુમાં તરત ઢળી પડે! હીસ્ટરીયા જ લાગુ થઈ જાય. કોઈએ એવું પરાક્રમ કર્યું હતું કે નહિ એ તો ખબર નથી, પણ પેપર હાથમાં લેતાં જ તરત ઢળી પડવાનો એ વહેમ, એટલો સજ્જડ હતો કે મેં અમદાવાદ આવીને હમેશાં એક એક કાગળ મારા પિતા ઉપર વીરપુર મોકલેલો કે એમને ચિંતા ન થાય!

ડૉક્ટર સાહેબ અમારી સાથે જ આવે ને મંડપની બહાર આખો દિવસ બેસી રહે! કોઈ પેપરમાં અમને શંકાને લીધે નિરુત્સાહ આવે તો એ ઉડાડી મૂકે!

મેટ્રિક મંડપની એ છાપ પડેલી હોવાથી આજ દિવસ સુધી એવી ને એવી ભવ્ય રહી છે! સેંકડો ને હજારો વિદ્યાર્થીઓનાં ટોળાં કમળાશંકરભાઈને આવતા જોવા માટે ઊભાં રહી જાતાં. એ વખતે એ "હેડ" હતા. પહેલો દિવસ બરાબર યાદ છે. મંડપમાં કાંકરી પડે તો સંભળાય એવી શાંતિ થઈ ગઈ. કેવળ પેપર વહેંચવાનો અવાજ આવી રહ્યો હતો. પેપર વહેંચાઈ રહ્યા. કોઈ ઢળી પડ્યું કે નહિ એ ખબર નથી. પણ હું ઢળી પડ્યો ન હતો એટલું ચોક્કસ! એટલામાં આજ દિવસ સુધી જે સ્વચ્છ, સ્પષ્ટ, સમર્થ શબ્દ રણકો, કાનમાં અથડાયા કરે છે, એવો રણકો આખા મંડપને ભરી દેતો સંભળાયો : Gentleman! Question No,' કાંઈક ભૂલ હશે તે સુધરાવવા જોકે વીરમિત્ર દિવેટીઆ બોલી રહ્યા હતા. આહીં અમદાવાદમાં આવ્યો ત્યારે ખબર પડી કે વંશપરંપરા કુટુંબવેલીની જતનથી જાળવેલી સંગીત ઉપાસનાને લીધે, એ શબ્દરણકારમાં એવું સ્વચ્છ સ્પષ્ટ સામર્થ્ય હતું, કે મંડપમાં એક વખત

કે એ વખત બોલ્યા પછી, એક પણ છોકરો ગેરસમજમાં રહ્યો ન હતો ! આજે શિક્ષકની પસંદગી કરતાં એના અવાજ વિષે કોઈ ખ્યાલ રાખવામાં આવે છે કે નહિ, એ તો હામશી ભામશી પ્રાઈનું જે પબ્લીક સર્વીસ કમીશન સરકારે નીમ્યું હોય એ જાણે, પણ લાગે છે કે, નિયમ અને વ્યક્તિ એ બેનો મેળ મેળવતાં લાલ તુમારી ફાઈલોને હજી ઘણાં વર્ષ લાગશે !

શિવાજી મહારાજ વિષે એના ચારિત્રકારે એક જગ્યાએ લખ્યું છે કે એમની યુદ્ધોની જીત એ વ્યૂહને આભારી હતી એના કરતાં વિશેષ તો, બરાબર યોગ્ય માણસની યોગ્ય જગ્યા માટેની જાતપસંદગીને વિશેષ આભારી હતી. આંહી એક રમુજી વાતનું સ્મરણ થઈ આવે છે. સ્વ. હીરાલાલ પારેખના વખતમાં ગુજરાતમાં કાંઈક 'રીસર્ચ' કરવાના હેતુથી એક મંડળી જેવું કાંઈક અમદાવાદમાં આવેલું. તેમાંના એક માણસને દેવપટ્ટન એટલે સોમનાથ પાટણ અને એ અણહિલપુર પાટણથી જૂદું છે એની ખબર જ ન મળે। ગુજરાતમાં 'રીસર્ચ'નો શોખ નથી એ વિષે અમને, એ, ભાષણ આપી રહ્યા હતા અને નીચી મુંડીએ બેસીને એ ભાષણ હું સાંભળી રહ્યો હતો ! ઓ ગુજરાત !

ડૉક્ટર સાહેબે અમને બન્નેને આખું અમદાવાદ બતાવ્યું. વર્ષો પછી પોતાના ચિરંજીવીના કોઈ પાઠ્ય પુસ્તકમાં મારી આ ટૂંકી જીવનરેખા પ્રગટ થયેલી તે વાંચીને આ વૃદ્ધ ડૉક્ટરે એક પ્રેમભર્યો પત્ર ને થોડી માહિતી સુધારવા માટે મને મોકલી આપી હતી !

ઘણું કરીને આ પરીક્ષાના છેલ્લે દિવસે—એક પોર્ટ-

એન મને શોધતો આવ્યો. મારો એક મનીઓર્ડર હતો. દસ રૂપિયાનો. હું તો મોકલનારનું નામ વાંચીને છક થઈ ગયો. મારા કાકા પાસેથી તપાસ કરી, સરનામું મેળવી, અને પંથકી સાહેબે પોરબંદરથી એ મનીઓર્ડર મોકલ્યો હતો. *ઘણું કરીને એમનાં વહુએ.* એટલું એ નાનુંસરખું, પણ બરાબર સમયસર યોજેલું કામ, આજ દિવસ સુધી હું સંભારી રહ્યો છું. એને હું એક કલાકૃતિ કહું. એમાં ભાવના હતી.

આ પૈસા લેણા ન હતા, કે મેં મળવાના ધારેલા પણ ન હતા. પરંતુ જે દિવસે પરીક્ષા પૂરી થાય, તે દિવસે જુવાન માણસ છે, કાંઈક અમદાવાદમાં લેશ 'ફરવવાનું' જોવાનું મન થાય, તો બરાબર તે જ દિવસે એના હાથમાં આવે તેમ, સંભારીને, કલ્પના કરીને, આમ પૈસા મોકલવા, એ વસ્તુ કરવી ઘણી જ અઘરી છે અને એમાં પંથકી સાહેબ તો ત્યાં પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હતા અને માથા ઉપર બહારવટાનાં કામ લટકતાં હતાં!

આજ દિવસ સુધી કોઈ પણ માણસે આ પ્રમાણે અણુધારી રીતે, બરાબર યોગ્ય સમયે યોગ્ય પગલાંની મદદ મને આપી હોય એમ સાંભરતું નથી. એટલે આ એક એકાકી ઉદાહરણ વધારે આકર્ષક બનીને હજી પણ પોતાની સ્મૃતિની અનોખી મીઠાશ જાળવી રહ્યું છે!

પછી તો મને એવો અનુભવ થયો કે કોમ તરીકે પારસીકોમમાં માણસનું કામ કદર કરવાની અનોખી જ ઉદારતા છે. એની તોલે આવે એવી કોઈ સંસ્કારિતા બીજે શોધવી મુશ્કેલ પડે! કદાચ વળી ગયેલી પેઢીના મહાજની

શેઠિયા મંડળમાં એ મળે તો !

જે દિવસે પરીક્ષા પૂરી થઈ તે દિવસે નાટક કંપની—ઘણું કરીને રત્ન ડાહ્યાભાઈ ધોળશાની—એણે અનિરૂદ્ધ ઉષા કે ઉષાસ્વપ્ન એવો કોઈ ખેલ રાખેલો કે પછી વીણાવેલી કે અશ્રુમતી હોય ! એ ખેલ જોવા વિદ્યાર્થીઓનાં ટોળાં ઉપડેલાં. અત્યંત લોકપ્રિય ખેલ ગણાતો ને 'સખિ ! સ્વપ્ન મહીં મનમોહન મેં, નીરખ્યા એકાંત વિષે શયને' એ કવિતા આખી, પ્રેક્ષકો જ ઝીલી લેતા ! પણ એ પંક્તિ ઉપરથી એ નાટકનું નામ દ્રૌપદી હોવું જોઈએ એમ મને રા. ધનસુખલાલે લખ્યું હતું.

એમાં આવતું હીંડોળાનું દૃશ્ય એના ભવ્ય દેખાવથી જનતાને મંત્રમુગ્ધ કરીને ખેંચી રાખતું હતું !

નાટકની લોકમાનસ ઉપર ઘણી જ ઊંડી અસર છે અને છતાં આપણે ત્યાં એ વિષે હજી પણ કાંઈ થઈ શકતું નથી એ જેવો તેવો દુઃખનો વિષય નથી. તમામ નાટક કંપનીઓ એક થઈને, એક નાટક કંપનીની પહેલી શરુઆત જો કરી શકે, તો હજી પણ નાટક માટે લોકહૃદયમાં ઘણો અવકાશ છે.

મેટ્રીક પાસ થઈ જવાય તો મારી ઈચ્છા દેશીરાજ્યમાં ગમે ત્યાં ઘૂસી જવાની હતી. કારણ કે ત્યાં પગાર ઓછો મળે, પણ સાહેબીનો પાર નહિં. એમાં જો 'રેવન્યુ ડીપાર્ટમેન્ટ' જેવું કાંઈ હાથમાં આવી જાય તો તો બેડો પાર ! પણ જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ ખબર પડી કે આ નોકરી ઉપર તો ભોરંગ બેઠા છે ને એ કાંઈ એમાં કોઈ ઉંદરડાને પેસવા દે તેમ નથી ! એમની જાતિનો એ

પહેલી શરત પાળ્યા પછી જ, બધી વાતનો વિચાર ત્યાં થતો. એટલે એમાં ક્યાંય પત્તો ખાય તેવું હતું નહિ. છેવટે માસ્તર ખાતા જેવું પોસ્ટખાતું નજરે પડ્યું. ત્યાં અરજી કરી.

શ્રીમન્નથુરામ શર્માના આશ્રમમાંથી મને એક ગોદડી લાગી હતી. રામકૃષ્ણ મીલનું રેશમી પીળા કિનારનું ધોતિયું એ વખતે વૈભવની કલ્પનાનું અંતિમ દૃષ્ટિબિન્દુ હતું. મને પણ થયું કે જો મેટ્રિક થઈ જવાય, પગાર મળે, તો આવું ધોતિયું પહેરીને હમેશાં નોકરીએ જઈએ. હાથમાં લાકડી હોય, ખભે ખેસ હોય, માથે પાઘડી હોય, મોંમાં પાન હોય, અગિયાર વાગે જમીને નીકળ્યા હોઈએ, કામ કોઈ હોય નહિ, ને હોય તો કલમ ગણીને કેમે ચલાવવાનું. આના કરતાં વધારે તો સ્વર્ગમાં પણ શું મળવાનું હતું? આના કરતાં વધારે મોટી મહત્ત્વાકાંક્ષા જન્મે એવું કાંઈ એ વખતની કાઠિયાવાડની હવામાં હતું પણ નહિ!

એટલે મેટ્રીકની પરીક્ષા આપ્યા પછી હું સીધો ચૂડા પાસે નળિયા કરીને ગામ છે ત્યાં ગયો. એ વખતે અંબાશંકરભાઈ ત્યાં માસ્તર હતા.

ત્યાંથી પછી હું પાછો ભીરપુર આવીને રહ્યો. ને મેટ્રીકના પરિણામની રાહ જોતો બેઠો.

પણ મારા મનમાં શંકાનો પાર ન હતો. મેટ્રિક થનારો કોઈપણ મહાનપુરુષ હજી સુધી તો અમારા ગામમાંથી નીકળ્યો ન હતો, એટલે જ્યારે મેટ્રિકના પરિણામમાં મારું નામ આવ્યું, ત્યારે તો અમારે ત્યાં ઉત્સવનો કોઈ પાર ન હતો. એ મહાન પ્રસંગને ઉચિત સ્મરણાંજલિ આપવા રામજીભાઈએ મારી કલ્પનાના અંતિમ બિંદુ જેવું

પેલું પીળા કોરનું, રામકૃષ્ણ મીલનું, દીવાનો, વકીલો, ડોક્ટરો, ઓફીસરો પહેરતા એવું, ધોતિયું અપાવ્યું ! કારણકે એ વખતે એ ઊંચામાં ઊંચી ફેશનમાં ગણાતું ! આ 'ફેશન' કેવી હીન વસ્તુ છે ? તે પહેલાં 'એન' કવોલીટીની ગણાતી ટોપી એ ફેશનમાં હતી. આજ ગાંધીકેપ ફેશનમાં છે હવે વળી ઉઘાડું માથું ફેશનમાં આવ્યું છે. પણ એ તમામ ફેશન વચ્ચે રહેલો માણસ એ તો એનો એ જ રહ્યો છે ! જીવન સત્ત્વની પોતાની આ કેવી દુરાગ્રહી વિડંબના !

મેટ્રીક થતાંની સાથે જ, મેં ભલે ગમે તે કલ્પના કરી રાખી હતી, પણ રામજીભાઈને 'પોસ્ટલ ડીપાર્ટમેન્ટ' ને 'પેન્શનેબલ સર્વીસ' એ બે શબ્દોએ એવી મોહિની લગાડેલી કે એમણે મને એમાં જ જવાનો રસ્તો બતાવ્યો. 'પોસ્ટલ ડીપાર્ટમેન્ટ એ પોસ્ટલ ડીપાર્ટમેન્ટ !'

અરજી તો કરી હતી ટપાલખાતાને, એટલે રાજકોટથી સુપ્રિન્ટેન્ડેન્ટનો કાગળ આવ્યો. એટલે આ ધોતિયું, પુનાલેધર કહેવાતા, પણ ખરી રીતે તો સનાળાના મોચીએ, પોતાની કારીગરીથી પીળા ચામડાના બનાવેલા સ્લીપર, કોટ, પાઘડી એવા બાદશાહી ઠાઠમાઠથી હું રાજકોટ પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટને મળવા ઊપડયો. મને વિશ્વાસ હતો કે મારો વિજય જ છે. સુપ્રિન્ટેન્ડેન્ટ મોરા મોતીના દાણા જેવા અક્ષર ઉપર અને ગુજરાતી ભાષા ઉપર મોહી પડવાના ! પોસ્ટ ખાતામાં ત્રણેક જગ્યા ખાલી હતી અને તે માટે ઉમેદવારોને પરીક્ષા માટે બોલાવ્યા હતા. એમાં એક હું પણ હતો. ઘણી વખત સરકારી આવી જાહેરખબરો, ને 'ઇન્ટરવ્યુ' એ તો, એક પ્રકારની ઠગબાજી બની ગયેલ હોય છે.

ક્રમબત સર્ફેદ, પણ એ વખતે આપણને શી ખબર! પરંતુ એ વખતે પોસ્ટખાતામાં ખાસ કોઈને આકર્ષણ નહિ, એટલે આ જાહેરખબરના જવાબમાં પાંચ છ જણા જ આવેલા. પણ એમાંથી બે ત્રણ જણ જુદા જુદા પોસ્ટ-માસ્તરના સમાસબંધી હતા, એમ વાત વાતમાં ખબર પડી. એક જણે તો મને કહ્યું કે મારું તો લગભગ નક્કી જેવું છે. આ તો આવું કરવું પડે. સરકારી ખાતાઓ જ્યારે 'કાળાં બજાર' 'ગ્રેન' વગેરેની તપાસ કરતાં હશે, ત્યારે એમને ખબર પડતી હશે ખરી કે એમના જ વ્યવસ્થિત જીવનસડાનો આ પ્રત્યાઘાત છે! અને એ જીવનસડો મોટામાં મોટા કહેવાતા માણસથી નાનામાં નાના સુધી બધે વ્યાપી ગયેલો છે? એ સડાએ જ મોગલ રાજને હતું ન હતું કરી નાખ્યું હતું એ ઇતિહાસ એમને કોઈ કહે તો એ સાંભળે ખરા? આ રાજકર્મચારીઓ, જે પોતાને સર્વજ્ઞ માની રહ્યા છે તે!

પણ એ વ્યવસ્થિત સડો છેક ઉપરથી નીચે સુધી ફેલાયલો છે! બ્રિટિશનું જે સડી ગયેલું ઝાડવું આપણે ભાગ આવ્યું છે તેમાં, ક્યાંથી કેટલું કાપવું એ એક મહાન પ્રશ્ન છે. એટલે ખરી રીતે આ ત્રણ જગ્યા માટે પોસ્ટમાસ્તરોના ભત્રિજા ભાણિયા નક્કી થઈ ચૂક્યા હતા. 'ઇંટરવ્યુ' તો એક ઢોંગ હતો. આમાં મારો ક્યાંય પત્તો ખાય તેવું ન હતું. જે આવ્યા હતા એ તમામના કરતાં મારી શક્તિ વધારે હતી. કારણ કે મેં તો થોડી વખત પોસ્ટમાસ્તરનું કામ પણ કર્યું હતું. છતાં આંહીં એવી કોઈ વાતને કોઈ ધ્યાનમાં લે તેવો સંભવ ઓછો હતો. કારણ કે આગળથી

નર્મશંકરાવ ન્હાનાલાલ વાંચેલા. 'હમે' સંસ્કારી ગણાય એ ખ્યાલ. 'જ્હારે' ને 'ત્હારે' ઉત્કૃષ્ટ પ્રકારના નમૂના તરીકે મગજમાં રમે. એટલે આમાં પણ એમ જ લખવા માંડ્યું. ને અક્ષર તો કોઈ ચીજ બનાવ્યા હતા! જાણે મોતીના દાણા. છાપખાનાના કમ્પોઝીટરો સિવાય બીજા બધાએ મારા અક્ષરને વખાણ્યા છે.

સીરેસ્તદારે મારો જ કાગળ હાથમાં લીધો. અક્ષરો જોઈને એ જરાક ઝંખો પડી ગયો. સૌથી ઉત્તમ હતા.

પણ અરે અરે, આ શું! તેણે પોતાની આંખ ઉપર ચશ્માં બરાબર ઠરાવ્યાં. ને પ્રસન્નતાનું એક મોજું ત્યાં છવાઈ ગયું. તે લગભગ હસી પડ્યો હતો!

'અરે મી... તમને તો ગુજગતી લખતાં પણ નથી આવડતું? આ શું છે બધું!' મારી સામે જોઈને તેણે કહ્યું ને પેલા પારસી પાસે કાગળ ધર્યો.

એમનાથી 'જ્હારે' 'ત્હારે'નો તાપ કાંઈ સહન થાય? તેમણે મારી સામે જોયુંઃ 'મિ... I am sorry' એટલું બોલીને એમણે કાગળમાં માથું નાખી દીધું.

પણ આજના તાજા પી એચ. ડી. કરતાં તે વખતના મારા મેટ્રિક મગજમાં ગઈ વધારે હતી. એટલે મેં એમને પૂછ્યું 'શું છે સાહેબ? મારી કેટલી ભૂલો છે! આ 'હમે' એ ભૂલ નથી!'

મિ... 'ઇન્સપેક્ટર જેવા ત્યાં બેઠા હતા તેમણે વચ્ચે કહ્યું, Do you mean to say—અમે ખોટું જોયું છે એમ!'

'તમને ગુજરાતી ભાષામાં શી ગતાગમ પડે સાહેબ?'

ઓમાંથી ઉતાવળે આકરૂં વાક્ય નીકળી ગયું. નીકળ્યા પછી ઘણું થયું કે ન નીકળ્યું હોત તો સારું !

ઈન્સપેકટરે જવાબ ન આપ્યો. પણ એ જરાક રોષથી મારી સામે જોઈ રહ્યો. એટલામાં પેલા સીરેસ્તદારે ચીડાશથી કહ્યું: 'હવે તમે જઈ શકો છો હો ! પાછળથી પરિણામ તમને જણાવીશું !'

એની આ ઝેરી મીઠાશ તો સહન જ થઈ ન શકીઃ 'તમે શું પરીક્ષાનું પરિણામ આપવાના હતા ? તમને પોતાને જ આવડતું નથી ને !'

એટલું બોલીને ઝપાટાબંધ ઓફીસની બહાર નીકળી ગયો. પાછળ ઓફીસમાં હાસ્યનું એક મોજું ફરી વળ્યું હતું !

ઠેક કમ્પાઉન્ડની બહાર આવીને મને લાગેલા આ અન્યાયી વલણ વિષે વિચાર કરતો ઊભો રહ્યો. એ વખતે આ તત્ત્વજ્ઞાની ઉકેલ નહિ મળેલો, કે કુદરત ઘણી વખત, દેખીતા અન્યાયની મારફત પણ ન્યાય જ આપતી હોય છે !

ટૂંકામાં હું પોસ્ટખાતાને લાયક ન હતો. અને પોસ્ટ-ખાતું મારે માટે લાયક ન હતું.

એક ઝાડ નીચે ઊભો ઊભો હું મનની વ્યગ્રતા સમાવવા પ્રયત્ન કરતો હતો. એવામાં અચાનક જ કોણ જાણે ક્યાંથી, આ બાજુ ફરવા નીકળી પડેલા, ખીલખાના ડોકટર નરભેરામ દેખાયા. મારો સંસ્કૃતનો પાયો ખીલખામાં એમણે જ નાખ્યો હતો. એમણે મને જોયો. પાસે આવ્યા. ઘડીભર ચહેરા તરફ ને વેષ તરફ જોઈ રહ્યાઃ

'આંહીં ક્યાંથી ?' એમણે પૂછ્યું.

નરસિંહરાવ ન્હાનાલાલ વાંચેલા. 'હમે' સંસ્કારી ગણાય એ ખ્યાલ. 'ત્હારે' ને 'ત્હારે' ઉત્કૃષ્ટ પ્રકારના નમૂના તરીકે મગજમાં રમે. એટલે આમાં પણ એમ જ લખવા માંડયું. ને અક્ષર તો કોઈ ચીજ બનાવ્યા હતા! જાણે મોતીના દાણા. છાપખાનાના કમ્પોઝીટરો સિવાય બીજા બધાએ મારા અક્ષરને વખાણ્યા છે.

સીરેસ્તદારે મારો જ કાગળ હાથમાં લીધો. અક્ષરો જોઈને એ જરાક ઝાંખો પડી ગયો. સૌથી ઉત્તમ હતા.

પણ અરે અરે, આ શું! તેણે પોતાની આંખ ઉપર ચશ્માં બરાબર ઠેરાવ્યાં. ને પ્રસન્નતાનું એક મોજું ત્યાં છવાઈ ગયું. તે લગભગ હસી પડયો હતો!

'અરે મી . . . તમને તો ગુજરાતી લખતાં પણ નથી આવડતું? આ શું છે બધું?' મારી સામે જોઇને તેણે કહ્યું ને પેલા પારસી પાસે કાગળ ધર્યો.

એમનાથી 'જ્હારે' 'ત્હારે'નો તાપ કાંઈ સહન થાય? તેમણે મારી સામે જોયું: 'મિ . . . I am sorry' એટલું બોલીને એમણે કાગળમાં માથું નાખી દીધું.

પણ આજના તાજા પી એચ. ડી. કરતાં તે વખતના મારા મેટ્રિક મગજમાં રાઈ વધારે હતી. એટલે મેં એમને પૂછયું 'શું છે સાહેબ? મારી કેટલી ભૂલો છે! આ 'હમે' એ ભૂલ નથી!'

મિ . . . 'ઈન્સપેક્ટર જેવા ત્યાં બેઠા હતા તેમણે વચ્ચે કહ્યું, Do you mean to say—અમે ખોટું જોયું છે એમ?'

'તમને ગુજરાતી ભાષામાં શી ગતાગમ પડે સાહેબ?'

મોમાંથી ઉતાવળે આકરું વાક્ય નીકળી ગયું. નીકળ્યા પછી ઘણું થયું કે ન નીકળ્યું હોત તો સારું!

ઈન્સપેક્ટરે જવાબ ન આપ્યો. પણ એ જરાક રોષથી મારી સામે જોઈ રહ્યો. એટલામાં પેલા સીરેસ્તદારે મીઠાશથી કહ્યું: 'હવે તમે જઈ શકો છો હો! પાછળથી પરિણામ તમને જણાવીશું!'

એની આ ઝેરી મીઠાશ તો સહન જ થઈ ન શકી: 'તમે શું પરીક્ષાનું પરિણામ આપવાના હતા! તમને પોતાને જ આવડતું નથી ને!'

એટલું બોલીને ઝપાટાબંધ ઓફીસની બહાર નીકળી ગયો. પાછળ ઓફીસમાં હાસ્યનું એક મોજું ફરી વળ્યું હતું!

છેક કમ્પાઉન્ડની બહાર આવીને મને લાગેલા આ અન્યાયી વલણ વિષે વિચાર કરતો ઊભો રહ્યો. એ વખતે આ તત્ત્વજ્ઞાની ફિલસૂફી નહિ મળેલો, કે કુદરત ઘણી વખત, દેખીતા અન્યાયની મારફત પણ ન્યાય જ આપતી હોય છે!

ટૂંકામાં હું પોસ્ટખાતાને લાયક ન હતો. અને પોસ્ટખાતું મારે માટે લાયક ન હતું.

એક ઝાડ નીચે ઊભો ઊભો હું મનની વ્યગ્રતા સમાવવા પ્રયત્ન કરતો હતો. એવામાં અચાનક જ કોણ જાણે ક્યાંથી, આ બાજુ ફરવા નીકળી પડેલા, બીલખાના ડૉક્ટર નરભેરામ દેખાયા. મારો સંસ્કૃતનો પાયો બીલખામાં એમણે જ નાખ્યો હતો. એમણે મને જોયો. પાસે આવ્યા. ઘડીભર ચહેરા તરફ ને વેશ તરફ જોઈ રહ્યા:

'આંહીં ક્યાંથી?' એમણે પૂછ્યું.

'આહીં 'પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ'ની ઓફીસમાં આવ્યો હતો!'

'કેમ?' એમને નવાઈ લાગી: 'તમે તો મેટ્રીક થઈ ગયા ના? હવે શું કરવું છે?'

મેં કહ્યું: 'એટલા માટે જ આવ્યો હતો!'

'પોસ્ટખાતામાં? અરે! એમાં શું છે? કૉલેજમાં નથી જાવું?'

'ફી બહુ આકરી. ખરચો...'

'બધું થઈ રહેશે. તમે ઘેર તો ચાલો. ક્યાં ઉતર્યા છો?'

ડૉક્ટર નરભેરામ મને પ્રેમથી પોતાને ઘેર લઈ ગયા. આ એક ખરેખર અદ્ભુત અકસ્માત મને જણાયો છે. એમણે મને કૉલેજ જીવનનો લાભ સમજાવ્યો. એમણે કહ્યું: 'તમે જુનાગઢ કૉલેજમાં જાઓ. ત્યાં પ્રોફે. ભટ્ટ છે, જોશી છે. બન્ને મદદ કરશે ને તમને ફીની તો માફી મળી જ જશે!'

એમની પાસેથી બે ભલામણ પત્રો લઈને હું પાછો સનાળા ગયો.

ત્યાં મારી સાથે પોરબંદર મેટ્રીકમાં ભણતા બે મિત્રો, હરિલાલ નરભેશંકર મારૂ, અને ઉમંગલાલ મોહનલાલ પોટા એમના કારેળ હતા. એ બન્ને જુનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં જવાના હતા. છોટાલાલ માનસંગ કામદાર એ પણ ત્યાં જ જવાના હતા. એમનો પણ પત્ર હતો.

મારું તો છેવટની ઘડી સુધી કૉલેજમાં જવાનું નક્કી ન હતું. આ મિત્રોએ અત્યાગ્રહ 'પૂર્વક લખ્યું' હતું

કે એક વખત કૉલેજમાં દાખલ થઈ જવું. પછી બધું એની મેળે થઈ રહેશે. એમના પત્રોએ મારા અસ્થિર વિચારને સ્થિર થવામાં મદદ કરી. થોડી ઘણી મુડી લઈ હું તો કૉલેજમાં જવા નીકળ્યો.

એ વખતે બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢની, કાઠિયાવાડમાં સારી પ્રતિષ્ઠા મેળવી શકી હતી. ત્યાંના નવાબ નાના હતા ને કૂતરાંનો શોખ આપનારો કોઈ અંગ્રેજ હજી મળ્યો ન હતો. અને વળી તે નવાબી પણ ત્યાં ન હતી. રેન્ડલ નામના અંગ્રેજ, એડમીનીસ્ટ્રેટર તરીકે હતા. જેમ્સ સ્કોટ પ્રિન્સિપાલ હતા. પ્રોફે. હોડીવાલાની અગાધ વિદ્વતા વિષે અને એવી જ વિચિત્રતા વિષે, વિદ્યાર્થીઓમાંથી રસિક ચર્ચાઓ મળ્યા કરતી હતી. જેતપુરના અત્યંત હોંશિયાર ગણાતા ફર્સ્ટક્લાસ વિદ્યાર્થી વાલજી દેસાઈનું નામ પણ આ કૉલેજ સાથે સંકળાયેલું હતું

પ્રોફે. મહાદેવ મલ્હાર જોશી, એમની કાલિદાસનાં નાટકો શીખવવાની પદ્ધતિ ઉપર તો, વિદ્યાર્થીઓ વખાણ કરતાં થાકતા નહિ. એટલે છેવટે મેં પણ બહાઉદ્દીન કૉલેજમાં જવાનો નિશ્ચય કર્યો.

## ૧૬. બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢ

તે સમયની બહાઉદ્દીન કૉલેજ એક રીતે કાઠિયાવાડમાં પોતાનું અનોખું સ્થાન ધરાવતી હતી. અંગ્રેજ પ્રિન્સિપાલ હોવો એ કૉલેજ માટે, એ વખતે માનની અવધિ મણાતી. અને જૂનાગઢ કૉલેજમાં જે જેમ્સ સ્કૉટ પ્રિન્સિપાલ હતા, તે નવલકથાકાર સ્કૉટના ખાસ અભ્યાસી મણાતા હતા. એમણે એ વિષે એક પુસ્તક પણ લખ્યું હતું. આનંદી, રમતિયાળ, મળતાવડા ને વિદ્યાર્થીપ્રિય પણ હતા. એ વખતે અંગ્રેજી એ શીખવતા.

પણ જેને વિદ્યાનું 'વાતાવરણ' કહેવામાં આવે છે, એ વાતાવરણની દૃષ્ટિએ પણ બહાઉદ્દીન કૉલેજને ઉત્તમ કહી શકાય તેવી સામગ્રી એ વખતે ત્યાં હતી. કૉલેજમાં ખરું આકર્ષણ પ્રોફેસરોનું હોવું જોઈએ.

નવાબીને બદલે એડમિનિસ્ટ્રેશન હતું, એટલે જૂનાગઢનું રાજતંત્ર ઉપરટપકેની કાંઈક સુવ્યવસ્થા આણી શક્યું હતું. એ સુવ્યવસ્થાના એક અંગ લેખે કૉલેજને પણ એનો લાભ મળ્યો હતો. પ્રોફેસરોનાં મન સ્થિર થયાં હતાં. અને વિદ્યાનો અનુરાગ કહી શકાય એવું કાંઈક વાતાવરણમાં

પણ પ્રગટ્યું હતું.

એ વાતાવરણ પ્રગટાવવામાં પ્રોફેસરોનો ફાળો તો હતો જ. પણ પેઢી દરપેઢી ચાલી આવતી દંતકથાઓ ને અર્ધ સત્યકથાઓનો પણ કાંઈ ઓછો ફાળો ન હતો. પ્રોફે. હોડીવાલા વિષે કહેવાતું કે એ પોતાના વિષય સિવાય દુનિયાની બીજી કોઈ બાબતમાં માથું મારતા જ નથી. એ પાણી તો પીતા જ નહિ. સોડાલેમોનેટર એ જ એમનું પાણી. ઘણું કરીને એમના પત્ની મરણ પામ્યાં હતાં ને એક છોકરો હતો, તે જ મહિને એમનું મોં જોવા પામે તો નસીબદાર ! ત્રીજે ભાગે એ પોતાનાં પુસ્તકોમાં જ તલ્લીન રહેતા. મોગલ જમાના ઉપર એ એક પ્રમાણભૂત ઇતિહાસજ્ઞ ગણાતા. અને એમનો સિક્કાઓ વિષેનો, ખાસ કરીને પર્શિયન સિક્કાઓ વિષેનો, અભ્યાસ તજજ્ઞોમાં માન મૂકાવતો.

સ્વભાવની વિચિત્રતાને પરિણામે જ એ આહીં ખૂણે પડ્યા હતા. બાકી એમનું વિવિધ વિષયોનું જ્ઞાન ખરેખર આશ્ચર્યજનક હતું. એક વખત એમણે આડી-અવળી વાતોએ ચડી જતાં ઉંદર વિષે એક કલાક સુધી એવું માહિતીપૂર્ણ અને અદ્યતન શાસ્ત્રીય સંશોધનવાળું ભાષણ આપ્યું હતું કે સાંભળનારાઓ છક થઈ ગયા હતા !

પ્રોફે. હોડીવાલાની બીજી પણ રમુજી વાતો અમને સાંભળવા મળી ગઈ હતી. કહેવાતું કે એક વખત સ્કૉટ સાહેબ રજા ઉપર ગયેલા, ત્યારે અંગ્રેજી લેવાનું એમને ભાગે આવ્યું. મીલ્ટનનું 'પેરેડાઇઝ લોસ્ટ' ચાલતું. પ્રોફે. હોડીવાલાની એક વિચિત્રતા હતી કે એ ભાગ્યે જ સીધું

ચાલતા. એ એક ઠેકાણેથી ચાલવાનું શરૂ કરે, પછી પૂરું પોડના પાડતા જ થાશે! દરમ્યાન એમનું મોં ઘડીક હસે, ઘડીક ભાષણ કરે, ઘડીક વાતો કરે, ઘડીક આત્મગત કરે, અને આ બધું જ સ્વાભાવિક. એનું ચાલે તો એ પુસ્તકો સિવાય બીજા કોઈના ભિડે બોલે જ નહિ. આટલા બધા વિદ્યાભ્યાસે એમને એક સિદ્ધિ આપેલી. બીજાને માટે જે પુસ્તકમાં રહેતું, એ એમને માટે જીભ ઉપર રહેતું!

તે દિવસે એ ક્લાસમાં આવ્યા અને ભૂલકણો સ્વભાવ એટલે પુસ્તક તો ઘેર ભૂલી ગયેલા. વિદ્યાર્થીઓ પાસે એ વખતે હજી કવિતા વંચાવવાનો શોખ પ્રોફેસરો રાખતા. એ પ્રમાણે મીલ્ટન શરૂ થયો. વિદ્યાર્થી વાંચવા માંડયા. પ્રોફે હોડીવાલા પુસ્તક વિના કેવળ યાદદાસ્ત ઉપરથી કાવ્યની પંક્તિઓ ઉપર પંક્તિઓ એમના રૂપેરી ઝીણા, કોઈક તીવ્ર લાગે તેવા સ્વરે, પણ ઉચ્ચાર શુદ્ધિ ને ભાવ શુદ્ધિમાં અનન્ય ગણાય તેવી સુંદરતાએ, આપવા માંડયા, ને આખો વર્ગ તો ચિત્રવત્ સ્થિર થઈ ગયો

આવા અગાધ તલસ્પર્શી જ્ઞાનના પ્રભાવે એમનો વર્ગ ચાલતો હોય ત્યારે ચીં કે ચું કે ચેં કાંઈ કહેતાં કોઈ થાય જ નહિ! એમનો ક્લાસ એટલે એમનો ક્લાસ.

એ આવે, બેંચ સામે જુએ ન જુએ, ચોપડી ઉઘાડે કે ન ઉઘાડે, અને શરૂ કરે. તે એક ઘંટડી વાગે ત્યાં સુધી. એમના વિષયની માહિતીનો એમની પાસે ખજાનો. એક પછી એક રત્ન મૂકતા જાય ને આગળ વધતા જાય. વિદ્યાવ્યાસંગ વિષેનો આજનો આપણો

ખ્યાલ ઘણો પરિવર્તન પામ્યો છે, છતાં વિદ્યા વિષેની એકતાનતા એ પણ ચારિત્રનો જ એક ગુણ છે એ વસ્તુ તો સૌ સ્વીકારી શકે તેવી છે. એ એકતાનતા આપણામાંથી આજે સરી જતી લાગે છે. પણ એ વારસો ખોઈ નાખવા જેવો નથી શ્રમ, ઉદ્યોગ, હસ્તકૌશલ્ય સૌનું ભલે, વિદ્યામંદિરમાં યોગ્ય સ્થાન હોય, પણ વિદ્યા પ્રત્યેની કેવળ વિદ્યાની ખાતર પ્રીતિ, એ વાતાવરણ પણ કોઈ ને કોઈ રૂપે જીવતું રહે, તો એમાં અનેક પ્રકારની પ્રજાકીય ચેતના જાગૃત રહેવાની શક્યતા છે, એ ભૂલવા જેવું નથી! કદાચ અસામાન્ય વ્યક્તિઓના આગમન માટે એ અનિવાર્ય પણ છે.

પ્રોફે. હોડીવાલાની સૌથી રમુજી વાત એક બીજી જ છે. કહેનારે મને એ કહી હતી. એ એક વખત કલકત્તામાં ભાષણ કરવા ગયા. બંગાળામાં 'વ' અને 'બ' નો ભેદ તો છે નહિ એટલે ભાષણકર્તા તરીકે 'હોડીબાલા'નું નામ સાંભળીને પ્રેક્ષકો તો ચિકાર ભરાઈ ગયા. પણ કોઈ નાજુક રમણીને બદલે જ્યારે પોતાની ઉગાડેલી ઝીણી દાઢીને પોતના નિયમ પ્રમાણે એક હાથે રમાડતા પ્રોફે હોડીવાલાને મંચ ઉપર જોયા ત્યારે પ્રેક્ષકો તો આશ્ચર્યચકિત થઈ ગયા! આ હોડીબાલા?

હોડીવાલા કોઈના ગોમાં સમાય તેવા પણ ન હતા. આ એમના સ્વતંત્ર ખવાસે એક બે વખત ઠીક ઊંચા અમલદારો સાથે એમને ભટકાવેલા પણ ખરા. પણ ખરેખરી બ્રાહ્મણવૃત્તિએ વરેલા એટલે એ વાતની એમને કાંઈ જ અસર નહિ. એક વખત યુનિવર્સિટીનું કમીશન બહા-

ઉદ્દીન કૉલેજ તપાસવા આવેલું. કમિશન, ઉપરના માળ ઉપર ફરતું હશે ત્યાં, ભૂલે ચૂકે કમ્પાઉન્ડના ગધેડાંઓને, એમની આ પવિત્ર હાજરીનું ધ્યાન ન રહ્યું તેથી, કે પછી એમની હાજરીના માનમાં, પણ પેલા શિયાળભાઈની વાતમાં આવે છે તેમ, 'ના હું તો ગાઈશ!' એમ ગાવાનું મન થઈ આવ્યું! અને પછી એ તો ગધેડાનો સૂર ને બહાઉદ્દીન કૉલેજનો 'ઘુમ્મટ! ઠીક' બુલંદ અવાજ આવ્યો.

કમીશનમાં કોઈ ટીખળી હશે એને મશ્કરી કરવાનું મન થઈ આવ્યું. તેણે કોઈને નહિ ને પ્રોફે. હોડીવાળાને કહ્યું: 'ઓહ! તમારે ત્યાં તો કૉલેજના કમ્પાઉન્ડમાં ગધેડાં ભૂંકે છે!'

'એટલું સારું છે સાહેબ!' હોડીવાળાએ તરત પ્રત્યુત્તર વાળ્યો: 'બીજી કેટલીક જગાએ તો, કૉલેજની અંદર ભૂંકે છે!'

ત્યારે એ વખતની કૉલેજમાં પ્રોફે. હોડીવાળાની હાજરી એ એક અત્યંત પ્રોત્સાહક વસ્તુ બની રહેતી. વિદ્યાવ્યાસંગ કેવો હોય એનું એ જીવન્ત ઉદાહરણ હતા.

એવા જ બીજા પ્રોફેસર, વિદ્યાભ્યાસંગ કરતાં પણ પોતાની અનોખી શૈલીથી આકર્ષક થઈ પડેલા, તે મહાદેવ મલ્હાર જોશી. મહારાષ્ટ્રીય નવલકથાકાર વામન મલ્હાર જોશીના એ ભાઈ. એ કાલિદાસ શીખવતા, ત્યારે આપણે કાલિદાસનું નાટક શીખીએ છીએ એમ ન લાગે; કાલિદાસના જાણે જમાનામાં આપણે ચાલી રહ્યા છીએ એમ લાગે. એમની શૈલીમાં પાંડિત્યનો સંભાર ઓછામાં ઓછો. પણ વિષયને રજૂ કરવાની એમની રીતિ, એમાં તન્મય થઈ જવાની

એમની શક્તિ, અને ઊંડી તત્ત્વજ્ઞ રસિક ચર્ચા એ ખાસ આકર્ષણ જમાવતાં. અને તે એટલે સુધી કે કેટલાકને માટે તો એ શીખવનાર પ્રોફેસર ન રહેતાં, લગભગ જીવન ઘડનાર પ્રેરકબળ રૂપ બની ગયા હતા. તે છતાં પ્રોફે. જોશી પ્રત્યે બહુ માનથી ન જોનારો પણ એક વર્ગ હતો. પરીક્ષાના દૃષ્ટિબિન્દુથી એ અફળ ગણાતા. વળી એ પોતે ભાગ્યે જ પરીક્ષક નીમાતા. પરીક્ષા માટે 'નોટ્સ' આપતા જ નહિ. એટલે જેમને ઝટ પરીક્ષા પસાર કરી પટોપટ નોકરી લઈ લેવા માટેની ઘરકેળવણી મળી હતી, ને પોતાનામાં સાહિત્યપ્રીતિ જેવો કાંઈ જ અંશ ન હતો, એ તમામને પ્રોફે. જોશી પ્રત્યે ખાસ માન ન હતું.

પ્રોફેસર પેન્ડસે પણ હોડીવાલાની પેઠે અનેક દંતકથાઓના પ્રેરક હતા. એ પ્રોફે. હતા ગણિતના પણ એમની પાસે સંસ્કૃતની મુશ્કેલીઓ દૂર કરવા માટે શાસ્ત્રીઓ પણ આવે. એ ફીઝીકસના પણ ખાં હતા. તે પહેલાં તો એ સંસ્કૃત પણ લેતા. એના જેવો ઠંડા મગજનો કોઈ જ આદમી નહિ હોય. ફીલસુફી એમનો ખાસ વિષય હતો. એમણે જુવાનીમાં જે રંગ જોયા હતા એની પાસે તમામ ગઝલોનો રંગ ફીક્કો પડી જતો. એ વખતે એમની પાસેથી નીકળનારો ઘેર પહોંચ્યા પછી પણ, બે કલાક સુધી એમણે વાપરેલા અત્તરની મોહિની-માંથી છૂટી શકતો નહિ

એમને ચાલતાં ન આવડતું. એ દારૂના પીપની પેઠે દડયે જતા. રસ્તે સીધું ચાલવામાં એમને મહેનત કરવી પડતી, એના કરતાં એ આડા અવળા, ત્રાંસા, ઠરડા,

ભૂમિતિની આકૃતિની જેમ જ જતા. એમના મોં ઉપર હમેશાં એક નિખાલસ બાળકનું સ્મિત ફરકતું રહેતું. પ્રોફે. પેન્કજેના જેવું સ્મિત મેં આજ દિવસ સુધી કોઈ પણ માણસના ચહેરા ઉપર જોયું નથી. એ એક અનોખી જ નિર્દોષ વિનોદી પ્રેમાળ વસ્તુ હતી. એની ફીલસુફી કેટલી ગહન હતી અને જીવન્ત હતી એનો પ્રસંગ યાદ આવે છે. એને બે પુત્ર હતા. બન્ને સુંદર તંદુરસ્ત તેજસ્વી શક્તિશાળી. મોટાને ગણિતનો નૈસર્ગિક વારસો મળ્યો હતો. બાર તેર વરસે એ ઈન્ટરના અઘરા કોયડા ઉકેલી દેતો. એના પિતાની આશાનો એ મહાન સ્તંભ હતો. મા તો એની મૃત્યુ પામી હતી. પણ જ્યારે જુઓ ત્યારે પિતાના સ્થુળ શરીરની આસપાસ બન્ને કિશોરો વિંટળાઈને બેઠા જ હોય, ને અઘરા કોયડાને, સાદી કોથીમાં જેમ ભરેલા સ્મિત સાથે ઉકેલતા, પ્રોફે. મુતા હોય! ઘડીભર એમ લાગે કે ના, આંહીં વિદ્યાભૂમિ જેવું કાંઈક છે. આ પ્રોફે. પેન્કજેનો મોટો છોકરો, ઘણું કરીને બાઉસાહેબ, ઈન્ફ્લુએન્ઝામાં મૃત્યુ પામ્યો, ત્યારે એ છોકરાને બંદુક શીખડાવનાર પીરપુર કુમાર જોરાવરસિંહજી એના મૃત્યુનો ખરખરો કરવા ઘેર ગયેલા. પ્રોફેસરે પોતાના એ જ શાંત, મધુર સ્મિત સાથે બાટલો જ ઉત્તર આપ્યો: 'હવે આ બીજાને તમે શીખવાડજો.' આ એમની તરફની શાંતિ!

પ્રોફે. પેન્કજેની પણ વિદ્યાસાધના કેટલી જબર હતી એનું એક અદ્ભુત ઉદાહરણ અમને પરંપરાથી પ્રાપ્ત થયું છે. એક વખત કોઈ 'સીનીયર રેંગ્લર' આવેલા. એમણે પ્રિન્સીપાલ સ્કોટને રંજન ગમ્મતમાં કહ્યું કે

અમુક પેપરનો આ દાખલો ત્રણ રીતે થઈ શકે. રફોટ રમુજી માણસ હતો. ત્યાં પ્રોફે. પેન્ડસે બેઠા હતા એની પાસે એ પેપર એ લઈ ગયા. ને કહ્યું કે આ દાખલો તો ત્રણ રીતે કરી શકવાની ભાઈ વાત કરે છે

પેન્ડસેએ પેપર હાથમાં લીધો. થોડીવાર એમાં જોયું. અને પછી શાંતિથી કહ્યું: 'But I can solve it, in eleven ways' આ પ્રોફે પેન્ડસે l

પ્રોફે. મહેતા, પ્રોફે. ધ્રુવે ને પ્રોફે સલધાના પોતપોતાના વિષય પુરતા એવા જ નિષ્ણાત ગણાતા. ટૂંકામાં એ વખતના જુનાગઢમાં વિદ્યાનું વાતાવરણ હતું. અને કેટલેક અંશે સ્વતંત્રતાની ધૂનનું પણ વાતાવરણ હતું. સિંધી વિદ્યાર્થીઓને વધારે સગવડતા આપવાનું ચાલુ હતું; પણ હજુ ત્યાં હડહડતો કોમવાદ પ્રવેશ પામ્યો ન હતો

એ જમાનામાં બારમી ડીસેમ્બરે, શહેનશાહી જન્મદિવસના મહોત્સવ પ્રસંગે, પાંચ સાત તુમાખી અંગ્રેજ અમલદારોની વચ્ચે ઊભા રહીને, નિર્ભયતાથી એમ બોલવુ કે 'Loyalty is too tender a feeling to be expressed in this way' એ રાજદ્રોહ સમાન જ ગણાતું. પણ પ્રોફે. જોશીએ એ વાક્ય ઉચ્ચારીને સૌને ઘડીભર સ્તબ્ધ કરી મૂકેલા. મહા બધો ને તુમાખીવાળો રેન્ડલ બોલ્યા વિના જ જરાક ત્રાંસી આંખે ને ઉંચી ડોક, અને અભિમાન ભરેલે ચહેરે, પોતાની આ વાક્ય પ્રત્યે નાખુશી દર્શાવતો ઉંચો નીચો પણ થઈ ગયેલો.'પણ' કરીને જરાક કાંઈક વિવરણ પાણી નાખીને

એની ગરમી પછી હણી લીધી હતી

આ પ્રમાણે એ વાતાવરણમાં ત્યાં પ્રિવિયસનું વર્ષ શરૂ થયું. મારી પાસે ડૉક્ટર નરભેરામની આપેલી બે ચીઠ્ઠી હતી. એક પ્રોફે. જોશી ઉપરની હતી. બીજી પ્રોફે હરિલાલ માધવજી ભટ્ટ ઉપરની હતી.

અહીં જો કોઈ ટ્યુશન મળે તો પણ એ લેવાનું શક્ય ન હતું પ્રિવિયસમાં એ વખતે ગણિત હતું. ગણિતને ને મારે બારમો ચંદ્રમા રહ્યો છે. એટલે તમામ વખત એના કોયડા ઉકેલમાં જ ચાલ્યો જતો. સ્કૉલરશીપ માટે પ્રયત્ન કર્યો, પણ પત્તો લાગે તેમ લાગ્યું નહિ

એટલે આ ફ્રીશીપ ઉપર ઘણો મોટો આધાર હતો. પ્રોફે જોશીએ કોણ જાણે કેમ, મને પહેલેથી જ સત્કાર આપ્યો ને આખી માફી આપવાનું વચન આપ્યું. પણ પ્રોફે. ભટ્ટ સાહેબ, કોણ જાણે શું થયું હું બોલેલો બરાબર બાર એક વાગે, ભર તડકે એટલે. કે પછી mood-માં નહિ હોય, પણ એમણે કંઈ કોડું તે વખતે આપ્યું નહિ. નહિતર વિદ્યાર્થીઓને એમની પણ ઠીક ઠીક હૂંફ મળતી હતી.

પણ મેં એક વસ્તુ જોઈ છે, મારો જો કોઈ મોટામાં મોટો દુશ્મન હોય તો એ મારો સ્વભાવ. આ બાજુ ગીરનારનો ડુંગર દેખાતો હોય, જંગલની પેરી લીલી છાયા ચારે તરફ પોતાનું આકર્ષણ જમાવતી કોલેજ હોસ્ટેલને વિંટાયેલી હોય, થોડે દૂર નાના કાળા પથ્થરાઓમાં થઈને કાળવાના ચોખ્ખાં પાણી વહેતાં હોય, દૂરદૂર પરીખાખનાં જલસરોવર માનસનજરે પડતાં હોય,

અને એ વખતે પ્રિવિયસના પેલા દાખલા ગણવાનું માથા ઉપર લટકતું હોય—માણસ જેમ બળવો કરીને ભાગે તેમ ઘણીવખત તો હું ચોપડીઓ ફેંકીને ભાગી જ જતો. જંગલ તરફ. જ્યાં ઠીક પડે ત્યાં બે ચાર માઈલ અંદરના ભાગમાં જઈને કોઈ રમણીય એકાંત સ્થાનમાં બેસી જતો. એવી રીતે કોઈ પણ હેતુ વિના કુદરતને જોયા જ કરવી, જોયા જ કરવી, ન એનાથી તૃપ્તિ પામવી, ન એના વિષે કાંઈ કવિતા લખવી, ન એનો અભ્યાસ કરવો, પણ કેવળ દૃષ્ટિનો આનંદ લીધા કરવો, એ મારા સ્વભાવનું એક નિયામક તત્ત્વ હોય એમ મને લાગે છે! બહાઉદ્દીન કૉલેજમાં મને જો કોઈ મોટામાં મોટો સ્વેચ્છાનંદ મળ્યો હોય તો આ. 'રજકણ'માં એક સ્ફુરણ છે:

'કોઈ પૈસા માટે જીવે છે. કોઈ નામ માટે જીવે છે. કોઈ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા જીવે છે. નીલાછમ ડુંગરાઓમાં કાંઈ પણ હેતુ વિના રખડવા માટે તો કેવળ હું એકલો જ જીવું છું!' એ આવા અનુભવના પડઘારૂપે લખેલું જણાય છે.

એમાં જે નીલાછમ ટેકરાઓનો ઉલ્લેખ છે, એવા વિશાળ, નાખ્યા નજર પહોંચે ત્યાં સુધી ફેલાયેલા, લીલાંછમ મેદાનો એ ઉત્તાકામંડ—નીલગિરિનાં મેદાનો છે. લીલાંછમ ને વચ્ચે વચ્ચે હરિયાળી કુંજોથી શોભતાં, ઊંચા નીચા ટેકરાઓ ઉપર થઈને દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી ચાલ્યા જતાં, એવાં સુંદર મેદાનો ભાગ્યે જ બીજે જોવા મળે. મદુરાની નારીશોભામાં એની સાડી ઉપર લીલી મોટા પટ્ટાની કોર ને વચ્ચેની લાલ ભો, અથવા એથી વિરુદ્ધની રચના, એ

સ્થાની નૈસર્ગિક શોભાનું પ્રતિબિંબ પાડે છે. મ્હૈસુર બેંગલોરની લાલસિંદૂરરંગી ભોંય ને આ નીલાં હરિયાળાં મેદાનો—એ બન્નેનો સુભગ યોગ કલાકારે નિત્યવ્યવહાર વસ્તુમાં વણીને જન્મભૂમિની સુંદરતાને એક પ્રકારની અંજલિ આપી છે. કલાની વિશ્વમાન્યતા છતાં, દરેક પ્રકારની કલામાં પોતાના દેશનો પરિમલ મહેકવો જોઈએ એ આવી રીતે.

પણ કોલેજ કાંઈ દરેકની કવિતા માટે જીવી શકે નહિ. એણે તો એમાં નિયુક્ત પાઠ્યપુસ્તકોમાં જે આપ્યું હોય તે ચલાવવું જ જોઈએ ! એટલે પ્રોફે. પેન્ડર્સે પાટિયા ઉપર દાખલા ઉપર દાખલા કર્યે જતા હોય ને મારા જેવા અરસિયા થોડા જિવડા ગિરનાર ઉપર નજર માંડીને બેઠા હોય! આનું પરિણામ જે જોઈએ એ જ આવ્યું.

પ્રિવિયસમાં છ માસિકમાં જ ગણિતમાં ધબાધબનમઃ થઈ ગયું. અને પરિણામે મહામહેનતે મેળવેલી પેલી ફ્રીશીપ પણ ગઈ. બીજી ટર્મમાં પહેલેથી જ ધ્યાન રાખીને મંડયો પણ એ કુદરતી ભાર ક્યારેક માઝા એવો ઉથલો મારી દિતો કે એક બે દિવસ નહિ પણ ત્રણ ચાર દિવસ સુધી હું બપોરથી નીકળી પડું ને છેક મોડી સાંજે કોઈ ને કોઈ જંગલકેડીએથી પાછો ફરતો નજરે ચડું!!

એ વખતે ઉપરકોટ, અડીકડી ને નવઘણ કૂવો, રાખેંગાર રાણકના મહેલ, ગીરનારનો ડુંગર, સોનરેખ નદીના પટ, કાળવાનાં પાણી, દાતારનો ડુંગર એ બધાં રખડવા મટિનાં થાનક બની ગયેલાં. ત્યાં મયા વિના

ચાલે જ નહિ.

બીજી ટર્મમાં મહેનત તો કચકચાવીને માંડી હતી. એ મહેનત છેવટે ફળી પણ ખરી અમારી 'રૂમ'માં અમે જે ત્રણ ચાર જણા ભેગા થઈને મંડ્યા'તા દાખલા ગણવા, એમાં મારી ગણના હોશિયારમાં થવા માંડી. અઘરા અઘરા કોયડા ઉકેલવા હું શક્તિમાન પણ થયો. પાસ થવું એ મારે માટે સહેલું ગણાવા માંડ્યું. પરીક્ષા આવી એક પછી એક દિવસ જતા ગયા, તેમ વિજયપંથનું નિર્માણ થતું ગયું. છેલ્લો દિવસ, ધણું કરીને બપોરે. એલજિબ્રાનો પેપર હતો. અમે સૌએ બહાર ઊભા રહીને એક પછી એક વાતો ફરી ફરીને યાદ કરી લીધી. પરીક્ષાનો ઘંટ થયો. અંદર ગયા. કેટલીક વસ્તુઓ અમે હમણાં બહાર જ કરી ગયા હતા તે આવી હતી. અને એ પાછી મેં જ કરી હતી. એટલે પેપર જોતાં જ અમને સૌને આનંદ આનંદ થઈ ગયો. મારા ભાઈઓ, મારા મિત્રો, એમને તો ખાત્રી થઈ ગઈ કે જોશી આજ ફાવ્યો છે! એણે હમણાં આપણને બતાવી હતી એ જ બધી કૂંચીઓ આવી ગઈ છે!

પણ કુદરતનો વિચાર જુદો જ લાગ્યો. પૂરેપૂરી તાવણી વિના, કેવળ જેને ભાગ્યરેખા કહે છે એ રેખા ઉપર મારો પંથ, મેં ક્યારેય સીધી રીતે આગળ વધતો જોયો નથી. આજનો પેપર ભાગ્યપેપર હતો.

એક નાની સરખી ભૂલ અકસ્માત થઈ ગઈ જે પ્રૉબ્લેમ્સ આવતા હતા તે વહેલે મોડે થવાના જ છે એમ ધારીને, પહેલાં જેટલા આવડ્યા લાગ્યા, તેમને

ઉપાડી લેવાનો વિચાર કર્યો. દેખીતી રીતે સહેલો, પણ ભારે અઘરો એવો એક કોયડો ઉપાડ્યો! એને માટે બહુ તો પાંચ મિનિટ ધારી હતી, ત્યાં પંદર થઈ ગઈ ને હજી તો શરૂઆતની જ ગુંચ ઉકલી ન હતી. વખતના એ ખ્યાલે મગજમાં ગેરવ્યવસ્થા અને ઉતાવળ આણ્યાં! પછી તો જે કાંઈ ઉપાડ્યું એની દશા, ચાક ઉપરના પીંડા જેવી થવા માંડી.

બધાનો ખંગ વાળી નાખવા માટે, જે છૂટ પ્રશ્નો જણાતા લાગ્યા ને જે હમણાં જ કર્યા હતા તે ઉપાડ્યા!

પણ કોણ જાણે શું થયું, મન નિરુત્સાહી થઈ ગયું કે ઉતાવળ થઈ, વ્યગ્રતા આવી કે વખત ગયાનો પશ્ચાત્તાપ સતાવવા માંડયો—હમણાં કર્યા હતા એ તમામમાંનું એક પણ કામ ન આવ્યું. વિશ્વાસરાવના મૃત્યુથી વ્યાકુળ થયેલા સદાશિવરાવના જેવી વ્યૂહરચના થવા માંડી!

ને ઘડિયાળમાં જોયું તો પોણાપાંચ! પાંચે તો 'પેપર' દેવાનો. પા કલાક રહ્યો—ને અહીં એક પણ દાખલો મળે નહિ! આના ઉપર તો ગણિતના બીજાં બન્ને પેપરોનો આધાર રાખ્યો હતો!

એટલે હવે આ હારેલી લડાઈ સંભાળવાનો કાંઈ જ અર્થ ન હતો. એમ લાગી ગયું કે હવે થાવ તે ભલે થાવ હો! એવી આકરી નિરાશા વ્યાપી ગઈ, એટલે વિચાર કર્યા વિના તરત ઊભો થઈ ગયો. પેપર મૂકી દીધું ને બહાર નીકળી ગયો.

નિરાશાને હાંકવા માટે બગીચાઓમાં ફરવા ચાલ્યો ગયો!

સૌએ માન્યું કે એણે તો જે કરેલ તે જ આવ્યું

છે એટલે માર્યો છે ઝપાટો.

પણ જ્યારે હું ફરીને પાછો આવ્યો, ત્યારે મિત્રો મળ્યા. એમણે કહ્યું: 'તમે તો પોણા ચારે જ ઊઠી ગયા એટલે અમે સમજી ગયા કે ઝપાટો મારી દીધો છે!'

'પોણા ચારે? અત્યારે કેટલા થયા છે?' પેટમાં બીજો ફાસકો પડ્યો. 'ત્યારે તો વખત જોવામાં પણ ભૂલ થઈ કે શું?'

'અત્યારે પોણાપાંચ. અમે સાડાચારે પૂરું કર્યું, આપણને તો બહુ સહેલું લાગે જ, કારણ કે આપણે બહાર કર્યું હતું તે આવ્યું. ને તમે તો એ હમણાં જ માંડી ગયા હતા!'

પોણાચાર જોવાને બદલે વ્યગ્રતા એવી થઈ ગઈ હતી કે પોણાપાંચ જોયા એનો પશ્ચાતાપી ઘા તો એવો આકરો લાગ્યો કે પા કલાક સુધી કાંઈ બોલી જ શક્યો નહિ! પણ હવે શું થાય? વરસ તો જાણે ગયું–પણ કદાચ હવે આ કૉલેજજીવન જ ગયું!

એ વખતે અંબાશંકરભાઈ કરિયાણા હતા, એટલે ત્યાં બાબરા પાસે પહોંચી ગયો. પરિણામ આવશે આવતું હશે ત્યારે કરીને–ત્યાં બેસી ગયો.

પણ પરિણામ કાંઈ આવ્યા વિના રહે? એક દિવસ એ તો ટપાલમાં અચૂક આવીને ઊભું જ રહ્યું. ઘણું કરીને ૨૯ માર્ક ઘટતા હતા!

હવે શું થાય?

એટલામાં ત્યાં બાબરાની મિડ્લસ્કૂલને જરાક ફેરવણી કરીને રાજકુમારમાં જઈ ન શકે તેવા નાના

જાગીરદાર કાઠીગરાસીયાના કુમારો ભણવા આવે; એનું રૂપ આપવાની વાત ચાલે: એને માટે મકાન તૈયાર થઈ ગયું હતું. હૉસ્ટેલમાં હજી કાઠીદરબારો પોતાના કુમારોને મોકલવા તૈયાર ન હતા. થાણદારે સખ્તી કરી હતી. એક બે સાંઢિયા હમેશાં કુમારોને લઈને આવતા હતા. બીજા આવવા માંડશે હતા: એ વાતને વધુ સફળ કરવા પ્રાંત સાહેબનો ત્યાં મુકામ પડેલો, એનો લાભ પણ લેવાતો હતો.

એક સારા અનુભવી નાગરમાસ્તરને મિડલ સ્કૂલમાંથી બદલી ત્યાં મૂક્યા હતા. એટલે મીડલ સ્કૂલ માટે તાત્કાલિક એક માણસ જોઈતું હતું. મેં થાણદાર મારફત અરજી આપી અને પ્રાંતનો મુકામ ત્યાં એટલે, સીધી અરજ પહોંચી જતાં, 'ઈન્ટરવ્યુ' લેવા માટે પ્રાંતે જ બોલાવ્યો.

સામાન્ય રીતે આ નિમણૂક એજ્યુ. ઈન્સ્પેક્ટર કરતા. પણ આ એક અસાધારણ ઉતાવળનું કામ ગણી પરભારી અરજીનો લાભ ઉઠાવ્યો હતો.

હું ત્યાં પ્રાંતને મળવા ગયો, ત્યારે એક અકસ્માત થયો. કોઈ કાઠી ગરાસિયા કે પછી થાણદાર એક સિક્કો લાવેલા. પ્રાંત સાહેબને એ વાતનો શોખ. એટલે એ સૌ એ સિક્કો-જોવામાં તલ્લીન.

હું ગયો ત્યારે આ સિક્કો જોવાય. આ સિક્કો મને પરિચિત હતો. મારા પિતાએ 'ગધૈયા' કહીને એની ઓળખાણ કરાવી હતી. અને પછી તો અહીં તહીંથી થોડું વાંચીને ગર્દભિલ્લ વિષે કાંઈક જાણેલું. બહુ તો કાંઈ ખબર નહિ. પણ કામચલાઉ વાત જાણુમાં.

એ સિક્કા વિષે પ્રશ્ન થતાં કોઈને કાંઈ ખબર લાગી

નહિ, એટલે મેં આગળ વધીને સિક્કો હાથમાં લીધો. જોયો તો 'ગધૈયા' ટાઈપનો.

એટલે મને જે માહિતી હતી, તે મેં કહી. પણ 'નહિ ઝાડ ત્યાં એરંડા પ્રધાન' જેવી આ માહિતીએ તો મારે માટે સારો અભિપ્રાય બંધાવા દીધો અને બીજે કે ત્રીજે દિવસે કમળશી મિડલસ્કૂલમાં માસ્તર તરીકેનો હુકમ પણ મને મળી ગયો

એક રીતે આ બધું વખતસર ગોઠવાઈ ગયું, નિશ્ચય કર્યો કે હવે કૉલેજની બીજી ટર્મમાં જઈને પાછુ પ્રિવિય-સમાં દાખલ થવુ અને આહીં નોકરી કરતાં જે પૈસા બચે એમાંથી જ ખરચ કાઢવુ!

બાબરાની કમળશી મિડલ સ્કૂલમાં નોકરી કરવા માંડી, બાબરાથી કરિયાણા દોઢ બે ગાઉ. સાંજે વહેલાં મૂકીએ તો અંધારાં થયે કરિયાણા વચ્ચે વળી વોંકળો આવે ત્યાં બે ઘડી બેસાય.

બાબરામાં એ વખતે હેડમાસ્તર તરીકે નારણલાલ પોપટભાઈ વૈશ્નવ. ઘણું કરીને એ મોરબીના નાગર ગૃહસ્થ હતા. સ્વભાવના અત્યંત કોમળ અને કોઈને ગાટું ન લગાડે તેવા. મારવાડમાં એમ કહેવાય છે કે બે ઓઓ ભેગી થાય એટલે ગીત શરૂ થાય એ વખતના કાઠિયાવાડને માટે એમ કહેવાય કે, એમાં નાગર ને વાણિયા એમ બે ભેગા થઈ જાય, એટલે તમામ માણસાઈને એક કોર મૂકી એવી હલકટ મુત્સદ્દીગીરી શરૂ થાય. એને મુત્સદ્દીગીરી તો કોણ કહે? પણ હલકટ ખટપટ મંડાય. અમારે ત્યાં એ વખતે મિડલસ્કૂલમાં બે નાગર ને બે વાણિયા ને વચ્ચે હું એક

બ્રાહ્મણ, એમ પંચક રચાયલું. ને પંતુજી ખાતામાં તો કાંઈ વાતમાં માલ નહિ છતાં આ બે ભેગા થવાથી થોડું ઘરેણું જેવું રહેતું. પણ નારદલાલ શાંકરવેદાંતના ઊંડા અભ્યાસી હતા. જેમ બને તેમ અલિપ્ત રહેવા પ્રયત્ન કરતા. ને કેટલેક અંશે એમને માટે કહી શકાય, કે એ અલિપ્ત રહી શક્યા હતા.

તે છતાં એ બે પક્ષ વચ્ચે મારી આકરી કસોટી નીકળતી. એક રીતે એવો અનુભવ મને મળવા માંડ્યો એ સારું થયું. મેં બન્નેને જાળવીને ગાડું ગબડાવ્યે રાખ્યું. કારણ કે મારે તો થોડા દિવસનો વેષ ભજવવો, એમાં ક્યાંક બીજે બદલી થાય તો પોસાય તેવું ન હતું

એ વખતે ત્યાં એક પોસ્ટમાસ્તર હતા. તે સાહિત્યના શોખીન. નારદભાઈ પણ વિદ્વાન જેવા. એક જગજીવન માસ્તર હતા, એ પણ સાહિત્યપ્રેમી. એટલે મને ત્યાં ઠીક ગોઠી ગયું. થોડો ઘણો સંસાર પણ માંડ્યો. મનમાં બીક હતી કે જો આમાં ગોઠવાઈ જવાશે તો પછી પેલો તાર તૂટી જાશે. પણ સદ્‌ભાગ્યે ત્યાં અમારી જ્ઞાતિના એક સાધુચરિત બ્રાહ્મણ હતા, માવજી જોશી. એની પાસે જ ઘર મળી ગયું. એટલે કેટલીક ઉપાધિ નીકળી ગઈ.

આપણી પાસેથી જે કેટલીક 'ટાઈપ' ચાલી ગઈ છે ને જે હવે પાછી આવવાની નથી, એ વર્ગમાં માવજી જોશીને મૂકી શકાય. બ્રાહ્મણ, ખરા અર્થમાં. સવારથી કામે ચડે તે બપોર સુધી. સાંજે કથા વાંચે. સૌને સદુપદેશ આપે. વિદ્વત્તા ઓછી, પણ પવિત્રતા ઘણી; ને સજ્જનતા તો સ્વભાવજન્ય. ને પગ કોઈની, કાંઈક પણ

સેવા કરવામાં ગાળે, એને પોતાની માને. વિરક્તિ સંસારની, ઋષિમુનિ જેવી. ને શિશુપ્રેમ કોઈને પણ એ ઘડી માન થાય તેવો. નારીસન્માન, આપણે 'બસ'માં ઊભા થઈ જઈએ છીએ તેવું નહિ, પણ નારી માત્રને જગદંબા રૂપ ગણનારું, જુનવાણી નારીસન્માન એમનું જ.

માવજી જોશી પાસે હું રહ્યો, એટલે મારી કેટલીક વ્યવહારુ ઘરમહેનત એની મેળે ટળી ગઈ. એથી વખત ઠીક બચતો. અભ્યાસ મેં ચાલુ રાખ્યો. સાથે સાથે ત્યાં કાંઈ સાહિત્યપ્રવૃત્તિ કરી જણાતી નથી. પણ એ સમયે મેં બંગાળીનો અભ્યાસ શરૂ કર્યો હતો. એમાં કાંઈ ગણનાપાત્ર પ્રગતિ તો થઈ શકી નહિ, પણ થોડો પરિચય મળ્યો.

જૂનાગઢમાં હું લગભગ નવદસ મહિના રહ્યો. ત્યાંના વિદ્યાર્થીઓમાં તો ઘણાખરા વેપારી વર્ગના છોકરા આવતા. પણ કાઠી કોમને વિદ્યાને રવાડે ચડાવવાનો એ વખતે ઉદ્યોગ થયેલો. એટલે હોસ્ટેલમાં કાઠી ગીરાસદારોના કુમારો પણ આવતા થયા હતા. એમને આ બ્રાહ્મણીઆ ભણતરમાં કોઈ રીતે મજા પડતી નહિ. એમનાં ગામડાં મૂકીને આંહીં આવેલા એટલે એમનાં મન ત્યાં એમનાં ગામડામાં હતાં. એક વખત હું એક છારા સેટલમેન્ટ જોવા ગયેલો. ત્યાં એક છોકરીને શિક્ષિકાબાઈએ પૂછ્યું કે તને ભણવું ગમે? એણે માથું ધુણાવીને ના પાડી. 'ત્યારે, તને શું ગમે?' મેં કહ્યું. એણે જવાબ આપ્યો: 'મને તો છાણાં વીણવા જાવા દ્યો તો ગમે!' એણે એના દિલની સાચી વાત કહી દીધી.

વિષ્ણુશર્માએ, કુમારોને કબૂતરો જેવાં બહુ ગમે છે,

એ અવલોકન કરીને, પક્ષીઓની સંખ્યાથી કુમારોને ગણિત શિખવાડવાનું શરૂ કર્યું એમ હિતોપદેશમાં વાત આવે છે; આપણી કેળવણી, હજી જન્મસંસ્કારને શી રીતે કેળવણીક્ષેત્રમાં ઉપયોગી કરવો, એનો વિચાર જ કરી શકી નથી. હજી તો એ યૂરોપની હવામાં જે વાત ઊડતી હોય તેને પકડી લેવામાં પ્રગતિની અવધિ માને છે. આ દેશની આબોહવામાંથી કેળવણી ઊભી કરવાનું સ્વપ્નું તો, હજી માતૃભાષા જ્યારે ઠીક ઠીક પ્રગતિ કરશે, ત્યારે કોઈક કેળવણીકારને આવશે: આ કાઠી કોમના કુમારોને એટલા માટે અમે ઇંગ્રેજી સ્પેલિંગમાં પૂરી દેતા—અને એમના જે વારસાગત સંસ્કારો; એ જુદીજ દિશાએ એમને ખેંચતા. એટલે એ ખેંચતાણમાં, ડૉક્ટરનાં સર્ટિફિકેટ મેળવી પાંચપંદર દિ ઘેર ભાગી જવાની ધમાલ જ વધારે ભાગે તો રહેતી. આપણા તો વખતના રાજાઓને અંગ્રેજોએ; જેમ આપણને તેમ એમને, કેળવણીદ્વારા જ એવા બનાવી મૂક્યા હતા, કે ઇચ્છાશક્તિ ને સાંસ્કૃતિક વિકાસ જેવું કાંઈ જ એમની પાસે રહ્યું નહિ. જે એક ભાઈ નજરે ચડયો, તે જે બોલ તે આના વાક્યપ્રમાણમ્ ચાલ્યા કરે. આ તમામ અનર્થોનું મૂળ કેળવણીની ખોટી પ્રથામાં રહ્યું હતું; એટલું ગંભીરતાથી સમજીને; આપણે આપણી કેળવણી ઘડતાં, કોઈ એક વ્યક્તિની પૂજાને મહત્ત્વ ન આપતાં; આપણી પરિસ્થિતિ ને પ્રશ્નોને મહત્ત્વ આપવાનું શરૂ કરીએ, એ હવે જરૂરી છે; હજી સુધી તો આપણે વધારે શું, તમામ એક કઠે કબૂલ કરે એવાં કોઈ જ પાઠયપુસ્તક વિદ્યાર્થીઓ સમક્ષ મૂકી શક્યા નથી. એ આપણી

નિર્બળના થોડી શરમજનક છે!

અંગ્રેજી ભણે તે પાઠ્યપુસ્તકની ગ્રંથાવલિ ઉપાડશો તો એમાં શુદ્ધ અંગ્રેજી સરકાર નજરે પડશે. આપણી કોઈ એવી ગ્રંથાવલિ ખરી?

બાબરામાં મને જગજીવન માસ્તરના સંસર્ગથી એક ફાયદો થયો. એ કેટલેક અંશે અજ્ઞેયવાદ તરફ ઢળતા, કાંઈક ગહન માણસ હતા. મેં એમનું એક રેખાચિત્ર વર્ષો પછી લખ્યું હતું. અને તે 'ભોળો ભરવાડ' 'તોતી' એ બે સાથે 'પ્રદીપ'માં સ્થાન પામ્યું હતું.

એમણે એક વસ્તુનો રસ લગાડયો. જે અશક્ય જેવું હોય તેમાં રસ લેવાનો. એટલે મને માનવની અજ્ઞાતશક્તિ તરફ જે અભ્યાસી વૃત્તિ ક્યારેક ક્યારેક આવી જતી, એનાં બીજ આ જગજીવન માસ્તરના સંસર્ગમાં વિકાસ પામ્યાં એ નિખાલસ, દુબળા, રસિક, શોખીન આદમી હતા. એક વખત ઘરના સુખી હશે એટલે હજી અમુક પ્રકારની ક્ષુલ્લકતા બતાવી શકતા જ નહિ. એમણે મને કેટલીક વખત તો પોતાના નાનાભાઈ જેવો પ્રેમ બતાવીને સદ્‌-ઇચ્છામાં રહેલા બળની પ્રતીતિ કરાવવા પ્રયત્ન કર્યો હતો. પણ હજી એ પ્રયત્ન માટે મારી જોઈએ તેટલી શક્તિ વિકસિત નહિ એટલે એ વસ્તુ બહુ આગળ ન વધી.

પણ એ બીજ રહ્યાં, ને વારંવાર મને *Mysticism*–અજ્ઞેયવાદ, કાંઈક, ક્યાંક અને કોઈક, અજ્ઞાત બળ છે અને એ માણસના મનમાં જ છે–એવું એક પ્રકારનું આકર્ષણ આપતાં રહ્યાં.

બહાઉદ્દીન કૉલેજમાં પ્રિવિયસની બીજી ટર્મમાં દાખલ

થવા માટે હું ફરીને જૂનાગઢ ગયો. બાબરાની કમલશી મિડલ સ્કૂલમાં રાજીનામું આપી દીધું. બીજી વખત શું થાશે એ ચિંતા તો હતી. પણ આગે આગે ગોરખ જાગે કરીને નોકરી મૂકી દીધી.

આ પ્રમાણે લગભગ તેત્રીસ ચોત્રીસ વર્ષની વયે હું કૉલેજમાં ફરીને દાખલ થવા તો ગયો, પણ ત્યાં મોટામાં મોટો વાંધો કૉલેજ હોસ્ટેલમાં 'રૂમ' મળવાનો આવ્યો.

ક્યાંય 'રૂમ' મળે તેમ હતું નહિ અને 'રૂમ' મળે તો ત્યાં કૉલેજ હોસ્ટેલમાં ઘણું ખર્ચાળ જીવન હોય. મારે એ પોસાય તેમ પણ ન હતું. એટલે મહેનત કરીને કાળવા દરવાજાની રાંગે રાંગે એક નાનકડી 'રૂમ' શોધી કાઢી. જેતપુરમાં બન્યું હતું તેમ, આ વખતે આ ઓરડી મળી. ત્યાં ચારે તરફ વસ્તીમાં વસ્તી ઘાસ લાકડાં ને છાણાં વેચવાવાળાની હતી. પણ ભાડું માત્ર મહિને ૭ આના અને કૉલેજની નજીકમાં હોવાથી મેં ત્યાં ગમે તેમ કરીને આ વખતે ૭ મહિના ખેંચી કાઢવાનો વિચાર કર્યો. પણ આ ઓરડીમાં માત્ર નવ દિવસ જ ગાળવા પડ્યા. દસમે દિવસે તો અકસ્માત એક મોટો આલીશાન ખંડ, અચાનક જ, રહેઠાણ તરીકે મળી ગયો...

એક ગૃહસ્થ અકસ્માત મળી ગયા નૃસિંહપ્રસાદ મજુમદાર. સંસ્કારપ્રિય એ નાગર સદ્‌ગૃહસ્થે, કોઈ પણ જાતની ઓળખાણ કે ચિઠ્ઠીચપાટી નહિ છતાં, કેવળ અકસ્માત પહેલી જ મુલાકાતે, અને કાંઈ પણ ભાડું લીધા વિના, એમનો વિશાળ ખંડ અમને વિદ્યાર્થી તરીકે વાપરવા આપી દીધો. પણ ખંડ આપ્યો એટલું જ નહિ, બીજી

પણ તમામ મદદ કરવાની સજ્જનતા બતાવી. પ્રિવિયસમાં ફરીવાર દાખલ થવા આવતાં આ સુયોગ મળી ગયો તેથી ઘણો આનંદ થયો. એમ લાગ્યું કે હવે પાર ઉતરાશે.

* *
*

–પણ આ જીવનપંથનો પહેલો વિસામો હવે આંહીં થાય એમાં એક પ્રકારનું ઔચિત્ય રહ્યું છે. એક તો એમાં પહેલાં પચીસ વર્ષનો ઘણોખરો હેવાલ આવી જાય છે. હવે પછી શરૂ થનાર કૉલેજ જીવનની આંહીંથી શરૂઆત પણ છે. અને તેથી એ આખી વસ્તુ સંકલનાબદ્ધ આવે તો વધુ ઠીક. એ પ્રમાણે હોય તો વર્ણનસંબંધ જાળવી શકાય. એટલે પછી અપાય તો ઠીક.

માણસ પોતાને નથી ઓળખી શકતો એ એક આશ્ચર્ય છે. અને છતાં એ માને છે કે એ પોતાને ઓળખે છે એ એટલું જ મોટું બીજું આશ્ચર્ય છે. છતાં પ્રમાણિક નોંધ વડે, ઠીક ઠીક સત્ય કહી શકાય એવી આપકથા આપવાનો આ પ્રયત્ન, એ છેક કાઢી નાખવા જેવી વસ્તુ નહિ હોય, એમ માનીને આ ચલાવ્યું છે. લાંબો પ્રવાસ ખેડયા પછી પોતે જે માર્ગ વટાવ્યો તે માર્ગને ફરીને નિહાળવામાં એક જાતનો શોકભર્યો આનંદ રહ્યો છે. એમાં શોક ન હોય તો માણસ ન હોય; ને આનંદ ન હોય તો કવિતા ન હોય. દુનિયામાં ઘણુંખરું માણસ પોતાની કવિતા પોતે લઈને આવે છે. વ્યક્તિએ વ્યક્તિએ એ કવિતાનો પ્રકાર ફરતો રહે-

પણ કવિતા તો ત્યાં હોય જ છે. રસસાહિત્યમાં 'સ્થાયીભાવ' કહે છે એ તો આ ન હોય!

પણ અત્યારે આંહીં આવો ક્રમ છેડવાનો અવકાશ નથી. અત્યારે તો જીવનપ્રવાસની જે નિશાનીઓ હજી સચવાઈ રહી છે, તેમાંથી કોઈ ને કોઈ ઉપયોગી વસ્તુ સંઘરી લેવાનું ચાલુ છે ને હવે પછી કેટલીક હકીકત વધુ આધારવાળી બની રહેશે. ઉદાહરણ તરીકે, એમાંથી જ એક નોંધ સાંપડે છે કે પહેલી વાર્તા 'શૈલબાલા' 'સમાલોચક'માં પ્રગટ થવા માટે મોકલી હતી. તે પ્રગટ થવા માટે દરમહિને રાહ પણ જોઈ હતી. એ ઘણું જ લાંબે ગાળે—પછી પ્રગટ તો થઈ. બીજી પણ ઘણી ટૂંકી વાર્તાઓ મોકલી પરંતુ ક્યાંય પ્રસિદ્ધ ન થઈ અને એ રીતે જાણે કેમ યત્નની અને પરાજયની પરંપરા શરૂ થઈ. 'કૉલેજ મૅગેઝીન'માં એક વાર્તા આપી 'પૃથ્વીશ' એનું નામ. ખબર ગઈ. બીજી આપી. ખોવાઈ ગઈ. દિલને આઘાત પણ લાગ્યો. પણ 'જે ગયું તે જાય' એ નિયમને વશવર્તી જગતમાં આઘાત પણ બહુ જીવતા નથી. હાજીમહમ્મદના 'વીસમીસદી'ની ત્યારે બોલબાલા. એટલે એને પણ વાર્તા મોકલી. હાજીમહમ્મદનો પ્રેમ અને ઉત્તેજનાનો કાગળ મળ્યો. એણે એ વાર્તા "ઈંગ્લંડ" મોકલી—બ્લોક બનાવરાવવા. એ વાર્તા પણ—આગલી ત્રણ ચારની પેઠે જ અદૃશ્ય થઈ ગઈ. એ જઈ બેઠી છેક મૂંગા સમુદ્રને તળિયે. એ જમાનો પ્રથમ વિશ્વયુદ્ધનો. જીવનપંથનાં એ બધાં સંસ્મરણો ફરીવાર સંભારી જતાં, સમરસેટ મોમનો પેલો પ્રશ્ન યાદ આવી જાય છે: It is hard not to ask one-

self whether it is anything but furility to write plays, stories, & novels. 'The only answer I can think of is, that some of us are so made that there is nothing else we can do. We do not write because we want to; we write because we must. There may be other things in the world that more pressingly want doing..... We must liberate our souls of the burden of creation......Besides the conflagration thrills us and charges our mind with phrases. બિગ્રાનનું એક વાક્ય યાદ આવી જાય છે: 'હું લખી રહ્યો હતો; પણ લખાણુ મને લખી રહ્યું હતું.'

આના અનુસંધાનમાં,
હવે પછી,
જીવનપંથ [૨]
[છપાય છે]

'ધૂમકેતુ'ની 'ગુર્જરદર્શન ગ્રંથમાળા'
[પ્રકટ થયેલી નાની મોટી કૃતિઓ]

૧. તણખા
તણખા મંડળ બીજું
તણખા મંડળ ત્રીજું
તણખા મંડળ ચોથું
પ્રદીપ
આકાશદીપ
અવશેષ
પરિશેષ
ત્રિભેટો
અનામિકા
વનછાયા
મલ્લિકા
જલબિંદુ
મેઘબિન્દુ
રાજમુગટ
પૃથ્વીશ
અજિતા
પરાજય
સર્જન ચિંતન
વાતાયન
રજકણ
જીવનચક્ર
ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો
પગદંડી
પાનગોષ્ઠિ
[illegible]

નાયિકાદેવી
ચૌલાદેવી
રાજસંન્યાસી
કર્ણાવતી
રાજકન્યા
જયસિંહ સિદ્ધરાજ
[બર્બરકજિષ્ણુ]
સિદ્ધરાજ જયસિંહ
[ત્રિભુવનગંડ]
અવંતીનાથ સિદ્ધરાજ
ગુર્જરેશ્વર
૪૧. જીવનપંથ
ઇતિહાસદર્શન
પડઘા
પડછાયા
વીર વનરાજ
એકલવ્ય
નેપોલિયન
પરશુરામ
હ્યુએનસંગ
વીરાંગના ને બીજી વાતો
જ્ઞાનગોષ્ઠિ
વડને છાંયડે
બોધ કથાઓ [૧]
બોધ કથાઓ [૨]
લોક રામાયણ [૧]
૫૨. લોક રામાયણ [૨]